પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦,



રચનાર,
કવિ.
ગુલાબશંકર કલ્યાણજી
વોરા.

# જુનાગઢનો ઇતિહાસ.

છપાવી પ્રસિદ્ધ કર્યો.
પ્રભુશંકર પીતાંબર ત્રિવેદી.
કાઠિયાવાડ-જુનાગઢ.

અમદાવાદ—"આર્યોદય" પ્રીંટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૪, સને ૧૮૯૮

કિંમત રૂ. ૦-૧૨-૦.

A

# HISTORY OF THE

# JUNAGADH-STATE.

COMPILED BY

**Kavi—Gulabshanker Kalyanji Vora.**

Published by

**Trivedi—Pranshanker Pitamber.**

First Edition—1000 Copies.

AHMEDABAD.

"Aryodaya" Printing Press.

SAMVAT 1954. A. D. 1898.



*Price Rs. 0—12—0*

# जुनागढनो इतिहास.

रचनार,

કવિ–ગુલાબશંકર કલ્યાણજી વોરા.

ते

छपावी प्रसिद्ध करनार.

ત્રિવેદિ–પ્રાણશંકર પીતાબર.

પ્રથમાવૃત્તિ——પ્રત ૧૦૦૦.

અમદાવાદ,

"આર્યોદય" પ્રિંટીંગ પ્રેસમાં છાપ્યો.

સંવત્ ૧૯૫૪. ઈસ્વીસન ૧૮૯૮.



કિમત રૂ. ૦—૧૨—૦

# ઉપોદ્ઘાત.

ગુજરાતની પશ્ચિમ દિશાએ આવેલ ચ્લદ્રુપ દ્વિપકલ્પ, જુદાં જુદાં દેશી રાજ્યો વચ્ચે વહેંચાએલો છે. જેના રાજાઓએ ભારતાદિ મહાન્ યુદ્ધની અંદર અમૂલ્ય ભાગ લીધો હતો, અને જે માંહેલું ઘણું કરીને દરેક ગામ શૂરવીરપણા અને હકના ખાસ દાખલાની ખ્યાતિ ધરાવે છે એવો "સૌરાષ્ટ્રદેશ" જે પોતાનું સંસ્કૃત નામનું ખોળીયું પોતાના શૂરવીર પુત્રોની પાછળ ઉતારી પુંસ્ત્વ ત્યાગ કરી "કાઠિયાવાડ" નામ ધરાવી રહ્યો છે.

આ 'સૌરાષ્ટ્રદેશ' અને તેનું નામ જુના વખતથી નામાંકિત છે; આશરે ૨૦૦૦, (બેહજાર) વર્ષ ઉપરના રૂદ્રદામાના—"यस्त्ना मानर्त्तसुराष्ट्राणां पालनार्थं" (રૂદ્રદામાના શિલા લેખની પંક્તિ ૧૬ મી) તથા સ્કંદગુપ્તના—"योमेप्रतिष्यांन्निखिलान् सुराष्ट्रान्" [ (સ્કંદ ગુપ્તના શિલાલેખની પંક્તિ ૮ મી.) આમાં જેમ "सुराष्ट्र" લખ્યું છે. તેમ ઘણે ઠેકાણે "सौराष्ट्र" અને ક્યાંઇક "सुराष्ट्रा" પણ લખ્યું છે તેમાં "सौराष्ट्र" દેશપરત્વ અને "सुराष्ट्रा" પૃથ્વીપરત્વ છે. ઉદાહરણ તરીકે માંગરોળના સંવત્ ૧૨૦૨ ના શિલાલેખની પંક્તિ ૬ માં "सौराष्ट्ररक्षाक्षमाः" તેમજ તેજ ગામના સંવત્ ૧૯૫૨ ના લેખની પંક્તિ ૨ માં "सोराष्ट्रायां" લખેલ છે. ] શિલાલેખોમાં "सुराष्ट्र" નામ જોવામાં આવે છે, એટલુંજ નહીં પણ મહાભારત, રામાયણાદિ જુનાં વીર ચરિત્રોનાં પુસ્તકોમાં તેમજ મન્વાદિ સ્મૃતિઓ અને પુરાણ કાવ્યાદિમાં અને વેદનું અંગ જે શિક્ષા તેમાં ("यथा सौराष्ट्रिका नारी तक्रँइत्यभिभाषते" પાણિનીય શિક્ષાખંડ ૬, શ્લોક ૨૪ મો) પણ એ નામ ખ્યાતિવાળું હોય એમ જણાય છે.

કાળની ગતિ ન્યારી છે, "सौराष्ट्र" એ સંસ્કૃત નામ જે સંકોચાઇને અપભ્રંશ નિયમ પ્રમાણે હાલ "સોરઠ" થયું છે, તેમ તેની મર્યાદા પણ સાર્વભૌમ સત્તા સાથે (જે સત્તા પ્રાચીન કાળમાં આખા કાઠિયાવાડ અને તેની પેલી તરફ કચ્છ અને ગુજરાતના ભાગ સુધી પ-

હોચતી હતી તે આવીને) કાઠિયાવાડના એક પ્રાંત ઉપર અટકી છે તે પ્રાંત "સોરઠ" નામથી ઓળખાય છે. સોરઠ એ "सौराष्ट्र"નો અપભ્રંશ છે, અને તેમાંથી વળી અપભ્રંશ થઇને "સરઠ" નામ થયું છે. (પણુ તે હાલ આ સંસ્થાન તાબાના મહાલ કુતીયાણા તાબામાં કડેગી, તરખાઇ, મહીયારી, ફરેર, કવલકું, ભોગસર વગેરે ગામના લોકો આ નામ બોલે છે).

"सौराष्ट्र"—એ નામ, "सु" (સારો), "राष्ट्र" (દેશ), એ બે મળીને થયું છે. એટલે "સારો દેશ" એવો અર્થ થાય છે. "सुराष्ट्र" નામ લખ્યું છે ત્યાં તો તેની ઉપર કહેલી વ્યુત્પત્તિ બસ છે, પણુ "सौराष्ट्र" કરવામાં તદ્ધિતપ્રત્યય "अण्" મૂકવો પડે છે તેથી "सुराष्ट्र"નું "सौराष्ट्र" થાય છે; અને તેનો અપભ્રંશ "સોરઠ" થયું છે. જે નામ હાલ જુનાગઢનો મુલક ધારી રહેલ છે.

આવા પુરાણ પ્રસિદ્ધ દેશનો આદ્યંત ઇતિહાસ જાણુવાથી જે ફાયદા થાય છે તે અવચનીય છે, પરંતુ કાળક્રમ પ્રમાણે જૂદા જૂદા રાજ્ય કર્ત્તાના તાબામાં વહેંચાઇ ગએલાં સર્વેનો અથ-ઇતિ ઇતિહાસ સંગયાનુસાર લેતાં દુર્ઘટ થાય તેમ ધારી બાકીના, રાજ્યનો સંબંધમાં નહી આવતો ઇતિહાસ છોડી દઇ "सौराष्ट्र" એટલે જેનું મુખ્ય શહેર "જુનાગઢ" છે, તેનોજ આ "ઇતિહાસ" તૈયાર કર્યો છે, અને એવો ગુંચવાડો દૂર થાય એવા હેતુથી "जुनागढनो इतिहास" નામ રાખ્યું છે.

આખી દુનિયામાં ઇતિહાસ અને ભૂગોળના વિષયો સર્વોપરી ગણાય છે. ભૂગોળનો વિષય જેમ જમીન ઉપરની રચનાનો ચિતાર દર્શાવી આપેછે. તેવી રીતે ઇતિહાસ જૂની વાર્ત્તાને તાણી લાવી આપણી નજર આગળ ઉભી કરી દે છે. ઇતિહાસ વાંચવાથી જે લાભ થાય છે તે ઘણા કીમતી હોય છે. પાછલા વખતની ઉથલપાથલ, રીત રીવાજ અને બીજી ઘણી ઉપયોગી બાબતો જાણુવામાં આવે છે. જ્યારે આપણે ઇતિહાસ વાંચતા હોઇએ ત્યારે હજારો વર્ષનો બુઢ્ઢો, નજરે જોએલી વાત આપણા આગળ કરતો હોય એમ સ્પષ્ટ રીતે સમજાય છે. વળી તે વાંચવાથી જ્ઞાન અને ગમતમાં વધારો થાય છે. અસલના અને હાલના જમાનામાં કેવો અને કેટલો તફાવત છે તે ઇતિહાસ બ-

તાવી આપે છે; પોતાના દેશના લોક કે કુટુંબને સુખી કરી કોણે ખ્યાતિ મેળવી અને કોણ અમર નામ કરી સ્વર્ગે ગયો તેમજ કોણે અઘોર પાપનાં કર્મો કરી પ્રજા કે કુટુંબીઓને દુઃખ દીધું અને છેવટ શ્યામ તિલક લઇ આ દુનિયામાંથી ચાલતો થયો વગેરે ઘણી બાબતોનો ચિતાર ઇતિહાસ બતાવે છે.

ઇતિહાસ વિષય લખવામાં કવિ કિંવા ગ્રંથકારને ઘણા સાંકડા બંધમાં રહેવું પડે છે, તેમાં કર્ત્તા સત્ય વાત છોડી અન્ય રસ લાવી શકતો નથી. જો ઇતિહાસ વિષય નીરસ હોય તો નીરસ, અને રસિક હોય તો રસિક એ પ્રમાણે લખવો પડે છે. જેથી ઠુંમરી, ગજલ વગેરે જેવી મીઠાશ લાવી શકાતી નથી.

હાલમાં કેળવણી ખાતામાં ગુજરાત, ભરતખંડ, ઇંગ્લાંડ, ગ્રીસ ઇત્યાદિ દેશોના ઇતિહાસ ચલાવવામાં આવે છે તેથી વિદ્યાર્થીઓને પોતાના વતનના ઇતિહાસ વિષે સ્વપ્નમાં પણ યાદ હોતું નથી જેથી પોતાના ઘરમાં કચરો રાખી પારકાના ઘરમાં વાસીદું વાળવા જવા જેવું થાય છે. આમ ધારી જુનાગઢ સંસ્થાનની પ્રજાને આ ખોટ કંઇ અંશે પૂરી કરવા મારી અલ્પ મત્યનુસાર આ ઇતિહાસ તૈયાર કરવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં કેટલીક મેળવેલી હકીકત ઉપરાંત કર્નલ જે. ડબ્લ્યુ. વોટ્સનનું-"સ્ટેટીકલ એકાઉન્ટ ઑફ કાઠિયાવાડ સ્ટેટ્સ." ફાર્બસનું—"રાસમાળા." કર્નલ માલ્સનનું--"નેટીવ સ્ટેટ્સ ઑફ ઇન્ડિયા." મી. ગેકેનું—"નેટિવ ચીફ્સ એન્ડ ધેર સ્ટેટસ." મી. સુલેવાનનું--"પ્રીન્સીસ ઑફ ઇન્ડિયા." મી. રસ્લેટનુ--"ઈન્ડિયા એન્ડ ધેર નેટિવ પ્રીન્સીસ." બોમ્બે ગેઝીટીયર—"વોલ્યુમ ૫—૬—૭—૮." બાબુ લોકનાથ ઘોસનું—મોર્ડન હિસ્ટરી ઑફ રાજાસ." "એચીસન્સ ટ્રીટી." સર જી. લીગ્રાંડ જેકબનું-જર્નલ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા બીફોર એન્ડ ડયુરીંગ ધી મ્યુટીનીઝ" "જર્નલ્સ ઑફ ધી રોયલ એશિયાટિક. સોસાઈટી ઑફ બૅંગાલ એન્ડ બોમ્બે બ્રૅંચ." ડાકટર જેમ્સ બરજેસ કૃત—"રીપોર્ટ ઑન ધી ઇન્ટીકવીટીઝ ઑફ કચ્છ એન્ડ કાઠિયાવાડ." રણછોડજી

દિવાન કૃત—"**સોરઠી તવારીખ.**" કવીશ્વર કેવલરામ કૃત—"**બાબી વિલાસ**" અમદાવાદના સૂબાના દિવાન અલીમહંમદખાંન કૃત—"**મિરાતે એહમદી**" લેફ્ટેનેન્ટ કર્નલ અલેકઝાંડર વોકરનો રીપોર્ટ (મુંબઈ સરકારના રેકર્ડમાંના સીલેક્સન નંબર ૩૯ માંથી)—"**કાઠિયાવાડ લોકલ ડાયરેક્ટરી.**" વગેરે ઇંગ્રેજી, ગુજરાતી તથા ફારસી પુસ્તકો અને વાર્ષિક રીપોર્ટો તેમજ ઘણી જાતનાં વર્ત્તમાન પત્રોની પ્રસંગોપાત્ મદદ લીધી છે. કેટલીક હકીકત શિલાલેખો વગેરેથી મેળવીછે.

આ પુસ્તક તૈયાર કરવામાં **રા. રા. આચાર્ય વલ્લભજી હરિદત્તે** તથા **શુકલ નવલશંકર નૃસિંહપ્રસાદ** બી. એ. એલ. એલ. બી. એ પ્રસંગોપાત્ જોઇતી મદદ આપી મને અત્યંત આભારી કીધો છે. વળી રેવન્યુ સરવૈખાતાના અધિકારી **રા. રા. વેણીશંકર ગોવીંદરામે** જોઇતી મદદ કરી છે, તેમને પણ આભારી છું, તેમ તનમન ધનથી મદદ કરનાર **ત્રવાડી પ્રાણશંકર પીતાંબરનો** પણ ઉપકાર મારે આ વખતે ભૂલી જવો ન જોઇએ.

જુનાગઢ નિવાસી **મુનશી અબદલગની વલદ હાજી અલીમહંમદે** ફારશી પુસ્તકોમાંથી તરજુમો કરી આપી તેમજ **ફારશી** શિલાલેખોનો તરજુમો કરી આપી મને ઉપકૃત કીધો છે.

મારી છં વર્ષની મહેનતથી થએલ આ કામ (ઇતિહાસ—ભૂગોળ) આજરોજ પ્રસિદ્ધિમાં આવે છે. તેનું માન જુનાગઢ સ્ટેટ દિવાન સાહેબ **બહેચરદાસ વિહારિદાસ,** મારા નિર્વિશેષ પિતૃશ્ચિરછત્ર, નાયબદિવાન સાહેબ **રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા,** હજુર કોર્ટના કોન્સિલર **રા. રા. ગુલાબદાસ લાલદાસ** તથા **રા. રા. જાદવરાય હરિશંકરનેજ** છે.

છેવટે મારે કહેવું જોઇએ કે આ ઇતિહાસ (તેમજ ભૂગોળ) ઉપયોગી અને મનપસંદ થાય તેમ કરવા બનતી કાળજી રાખી છે, તોપણ ભૂલચૂક માટે વિદ્વજ્જનો હંસક્ષીરન્યાયે ક્ષમા કરશે એવી આશા રાખું છું.

વિક્રમ સંવત્ ૧૯૫૪ ના પોષ શુકલપુત્રદા એકાદશી વિધુવાસર તા. ૩ જાનેવારી સન ૧૮૯૮. મુ. જુનાગઢ—અનંતપુરી.

વિનંતી કવિ.

**ગુલાબશંકર કલ્યાણજી વોરા.**

# अनुक्रमाणका.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ. ૩ જું.

---

## પ્રકરણ ૪ થું.



---

## પ્રકરણ ૫ મું.



---

## પ્રકરણ ૬. ઠું.

રાહના મનમાં વહેમ આવવાથી ભાણેજને જુનાગઢમાંથી કાઢી મુક્યા, તે સિદ્ધરાજને મળ્યા; કપટથી શહેરમાં લશ્કર દાખલ કર્યું. લડાઈ થઈ તેમાં ખેંગાર મરાણો. ઇ. સ. ૧૧૨૫.* સિદ્ધરાજે ખેંગારના કિશોર વયના બે પુત્રો માણેરા તથા ડગાયચાને મારી નાંખ્યા. રાણિકદેવીને ગુજરાત લઇ જતાં રસ્તામાં વઢવાણ પાસે સતી થઇ; ખેંગાર પછી સોરઠનો કાર્યભાર સિદ્ધરાજે સજ્જણ કરીને એક યોદ્ધો હતો તેને સોંપ્યો હતો, પરંતુ જુનાગઢની પ્રજાએ તેના સામે બંડ કરી તેને કાઢી મુકયો અને રાહખેંગારના નજીકના વારસ નવઘણ ત્રીજાને ગાદીએ બેસાડયો, ઇ. સ. ૧૧૨૫. તે ઇ સ. ૧૧૪૦ માં મર્ણ પામ્યો, તેના પછી તેનો કુંવર રાહ કવાત બીજો ગાદીએ બેઠો તેણે ૧૨ વર્ષ રાજ્ય કર્યું તેનો કુંવર જયસિંહ ગાદીપતિ થયો, ઇ. સ. ૧૧૫૨. દિલ્હીના રાજા પૃથુરાજ અને કનોજના રાજા જયચંદ્ર વચ્ચે લડાઇ થઇ તે વખતે તે ત્યાં ગયો

નવઘણ ત્રીજો ઇ. સ. ૧૧૨૫.

રાહ કવાત બીજો ઇ સ ૧૧૪૦.

જયસિંહ ઇ. સ. ૧૧૫૨.

---

* ભાટ લોકો રાહખેંગાર અને રાણિકદેવીના સોરઠા, દુહા વગેરે બોલે છે જેમાંના કેટલાક નીચે પ્રમાણે માણેરાને મારવા સિદ્ધરાજ જાય છે તે વખતે માણેરો રૂવે છે તે જોઈ રાણિકદેવી કહે છે.

માણેરા તું મ રોય, મ કર આંખો રાતીઓ;
કુળમાં લાગે ખોય, મરતાં માન સભારીએ. ૧

રાહ ખેંગારના ઘોડા સામુ જોઇ રાણિકદેવી કહેછે.

તરવરીયા તોખાર, હૈયું ન ફાટયું હંસલા;
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં. ૨

સાબર શૃંગાલને જોઇ કહેછે:—

રે સાબર શૃંગાલ, એક દીન શૃંગાલાં હતાં;
મરતાં રા'ખેંગાર, ભવનાં ભીલાં થઈ રહ્યાં. ૩

મોરને બોલતો સાંભળીને કહેછે:—

કાંઉ કે ગરછ મોર, ગોખે ગરવાને ચડી;
કાપી કારજ કોર, પીંઝર દાઝયો પાણીએ. ૪

રાયસિંહ ઈ. સ. ૧૧૮૦.

મહીપાલ ૨ જો ઈ. સ. ૧૧૮૪.

હતો. તેના પછી તેનો પુત્ર રાયસિંહ ગાદીએ બેઠો. ઇ. સ. ૧૧૮૦. તેણે ૪ વર્ષ રાજ્ય કર્યું. તેના પછી તેનો પુત્ર મહીપાલ બીજો ઇ. સ. ૧૧૮૪ માં ગાદીએ બેઠો એને ગજરાજ પણ કહેછે. તેના વખતમાં વાયવ્ય પ્રાંતમાં આવેલા સીરસાના રાજા વત્સરાજે સોરઠ ઉપર હુમલો કરી જુનાગઢ તરફ કુચ કરી પણ મહીપાલે તેને હરાવી કેદ રાખ્યો.

મહીપાલે પોતાના સૈન્યાધિપતિ ચૂડામણિને સૈન્ય આપી ઉત્તર હિંદુસ્થાન તરફ મોકલ્યો, અને એવો પડો વજડાવ્યો કે જે ચૂડામણિને હરાવશે તેની સાથે મહીપાલની કુંવરી મોતીનાદેનું લગ્ન થશે. વત્સરાજના કુંવર મલખાનના મામાઇ ભાઇ આલા અને ઉદાએ યુદ્ધ કર્યું તેમાં ચૂડામણિ હાર્યો અને મરાયો; વિવાહનો પ્રારંભ થાતાં પાછી એવી શરત થઇ કે-જુનાગઢમાં ફરીથી યુદ્ધ થવું જોઇએ,

---

ખેંગારની લાશ પડી હતી ત્યાં જઈ બોલી કેઃ—

સ્વામી ઉઠો સૈન્ય લઈ, ખડગ ધરો ખેંગાર;
છત્રપતીએ છાઈઓ, ગઢ જુનો ગીરનાર. ૫

ત્યાર પછી ગીરનાર ઉપરથી ઉતરી દામોદર કુંડ પાસે આવી ત્યારે તે બોલી કેઃ—

ઉતર્યાં ગઢ ગીરનાર, તનડું આવ્યું તલાટીએ;
વળતાં બીજીવાર, દામોકુંડ નથી દેખવો. ૬

ધારાગ્રહ બાગ પાસે આવી ત્યારે તે બોલી કેઃ—

ચંપા તું કાં મોરીયો, થડ મેલું અંગાર,
મોહોરે કળીયું માણતો. માર્યો રા'ખેંગાર. ૭

પછી ગીરનાર પર્વતને જોઇ તે બોલી કેઃ—

ઉંચો ગઢ ગીરનાર, વાદલથી વાતુ કરે;
મરતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો નવ થયો. ૮

ગોઝારા ગીરનાર, વલામણ વેરીને કીયો;
મરતાં રા'ખેંગાર. ખરેડી ખાંગો નવ થયો. ૯

જ્યારે વધારે છેટું પડયું ત્યારે ગીરનારને જુજ દેખાતો જોઇ જાણે પડી જાયછે એમ જાણી બોલી કેઃ—

# જુનાગઢનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### જુનાગઢનું વર્ણન અને ક્ષત્રપસિંહ વંશ.

જુનાગઢનું વર્ણન.

જુનાગઢ શહેર ગિરનારની તળેટીમાં હોવાથી ઘણું રમણીય લાગે છે, એ શહેર પુરાતન કાળનું છે, તેનાં જુદાં જુદાં નામ છે. [1]કરણકુબ્જ, [2]મણિપુર, [3]ચંદ્રકેતુપુર, [4]રૈવત, [5]પૌરાતનપુર, [6]દુર્ગ, [7]જીર્ણદુર્ગ, [8]જીરણગઢ, [9]ગીરિનગર, [10]નગર, [11]પૂર્વનગર, [12]જીર્ણપ્રાકાર, યવનગઢ અને જુનાગઢ.

જુનાગઢ રાજ્ય ૨૪°૪૪ તથા ૨૧°૫૩ ઉત્તર અક્ષાંશ અને ૭૦° તથા ૭૨° પૂર્વરેખાંશ ઉપર આવેલું છે; રાજ્યનો વિસ્તાર ૩૨૮૩ ચોરસ માઈલ છે.

જુનાગઢ શહેર ૭૦°૧૪ પૂર્વરેખાંશ અને ૨૧°૧ ઉત્તર અક્ષાંશ ઉપર આવેલ છે. ઇ. સ. ૧૮૯૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે આખા રાજ્યની કુલ વસ્તી ૪૮૪૧૯૦ માણસની છે, તેમાં હિન્દુ ૩૮૨૮૧૪; મુસલમાન ૯૩૭૧૯, ક્રિશ્ચિયન ૧૪૯, જૈન, ૭૫૨૩, પારસી ૭૧;

---

૧ ગીરનાર મહાત્મ્યમાં છે.

૨-૩-૪-૫ आदौमणिपुरंनाम, चंद्रकेतुपुरंस्मृतं ।
ततोरैवतकंनाम, कलौ पौरातनंपुरं ॥ १ ॥

૬-૭-૮-જુની લીપીમાં છે.

૯-૧૦-૧૧-જુનાગઢના શિલાલેખોમાં છે.

૧૨-વંથળીના શિલાલેખમાં છે.

જ્યુ ૯, તેમાં ૨૪૯૯૪૭ પુરૂષ અને ૨૩૪૨૪૩ સ્ત્રી છે.

ઉપરકોટનો કીલ્લો ઘણા જુના વખતનો છે.

દંતકથા ચાલે છે કે-યાદવ રાજા ઉગ્રસેને ખોરાસાનના શાહ કાલયવનના ભયથી નાસી ઉપરકોટનો કીલ્લો બાંધ્યો, * તેને રાજા મંડલીકે ઇ. સ. ૧૪૫૦ માં સમરાવ્યો. † હાલમાં ઇ. સ. ૧૮૯૩–૯૪ માં જુનાગઢના દિવાન રાવસાહેબ હરિદાસ વિહારિદાસે તેનો જીર્ણોદ્ધાર કર્યો છે.

ઉપરકોટ પથ્થરની ચણતરથી મજબુત બાંધેલો છે, તેને ચોરા-

---

* રાણીમગા એટલે ચુડાસમા રાજાના વહીવંચાને મોઢેથી એમ સંભળાય છે કે, રેવતાચળ ઉપર જુનાગઢમાં રેવત રાજા રાજ્ય કરતો હતો. ( જુઓ સ્કંદપુરાણમાંના નગરખંડના અધ્યાય ૧૧૭ ) તેણે પોતાની દીકરી રેવતીને શ્રીકૃષ્ણના ભાઈ બળદેવ સાથે પરણાવી, યાદવ બળદેવને આ કીલ્લો કન્યાદાનમાં આપ્યો; ખરેખર આ "હરિવંશ" નામના ગ્રંથ ઉપરથી લીધેલું હશે તેમાં એમ કહેલું છે કે, આનર્ત એ શરીયાતીનો પુત્ર હતો, અને આનર્તનો પુત્ર રેવા નામનો હતો; તે સૌરાષ્ટ્રનો એક ભાગ આનર્ત નામના દેશ ઉપર રાજ્ય કરતો હતો. જે દેશની એક બાજુએ સમુદ્ર અને બીજી બાજુએ અરૂપ આવેલો હતો, તેને ગીરનાર એ કીલ્લારૂપ હતો. રેવાના સો સંતાનમાંથી રૈવતકકુદમી જ્યેષ્ટ પુત્ર હતો તેથી તેને કુશસ્થલીની ગાદી મળી. આ રાજા એક દિવસ પોતાની પુત્રી રેવતી ( જેના નામ ઉપરથી દામોદર કુંડની પાસે રેવતીકુંડ છે ) ને સાથે લઇ બ્રહ્માના રેઠાણમાં ગયો, ત્યાં થોડા વખત સુધી ( દેવતાનો થોડો વખત પણ મૃત્યુલોકનાં તો કેટલાંક વર્ષો ચાલ્યાં ગયાં ) ગાંધર્વના ગાયનમાં તેણે મદદ કરી; પાછા આવતાં તેણે પોતાનું રાજ્ય યાદવોથી રોકાએલું દીઠું ત્યારે તેણે પોતાની કુંવરીનું બળદેવને કન્યાદાન આપી મેરૂપર્વતમાં તપશ્ચર્યા કરવા ગયો. (જુઓ "હરિવંશ" પ્રકરણ ૧૦–૯૩–૧૧૧–૧૧૨ ૧૧૫ ).

† આ વાત ઉપરકોટના દરવાજા ઉપરનો શિલાલેખ જે ઘણો ઘસાઈ ગયો છે તે ઉપરથી પ્રદર્શિત થાય છે.

શી શિરોચક, બે દરવાજા અને બે વાવ છે; જે રાજા નવધણની દાસીએ બંધાવેલી જેને અડીચડી વાવ કેહેછે; આ વાવ પૂર્વ પશ્ચિમ ૩૧૦ ફુટ લાંબી, અને ઉત્તર દક્ષિણ પહોળી ૧૦॥ ફુટની છે, તેના કાંઠો ઘણો ઉંડા અને વિશાળ છે જેનો વ્યાસ ૪૬ ફુટ અને ઉંડાઇ ૧૨૩॥ ફુટ છે, તેમાં ૧૬॥ ફુટ પાણી છે; બીજી વાવની પેઠે આ વાવને ટોડા નથી. આ વાવની અંદર ઉતરતાં બે બાજુની ભીતે કુદરતી પથ્થરના કાપેલા ભાગમાં પડી રહેલા, ફાંટા જોવા લાયક તેમજ એ પથ્થરમાં સ્વાભાવિક થઈ ગએલી, માણસ સુઈ શકે એવી ખોયાણની ગાળીઓ વાવના પુરાતનીપણાની હયાતી પુરે છે; આ વાવનું પાણી ઘણું સ્વચ્છ અને નિર્મળ રહે છે. વળી રાજા નવધણે ખોદાવેલ એક કુવો છે; આ કુવાની જગો આગળ જતાં પથ્થરથી બાંધેલા ત્રણ ખાડા નજરે પડે છે, તેમાં એક ખુદ કુવાનો; બીજો કુવામાં જવાના રસ્તાની ખાઇનો, અને ત્રીજો તે બે વચ્ચે કુવાની અંદર ઉતરવાનાં ભોંયરાંના મ્હોં ઉપર ઉજાસ પડવા સારૂ કોરી કાઢેલો છે. કુવાનો ખાડો ઉત્તર–દક્ષિણ લાંબો ૩૧॥ ફુટ છે, અને પૂર્વ–પશ્ચિમ પહોળો ૩૨॥ ફુટ છે, તેની ઉત્તર બાજુની દીવાલનો ચણેલો ભાગ ૨૪॥ ફુટમાં પડી ગયો છે. ખાઈના કાંઠાનો બાંધેલો ભાગ પૂર્વ–પશ્ચિમ ૫૧॥ ફુટ પહોળો છે, બાકીની આ ખાઇની લંબાઇ–પહોળાઈ સરખી નથી. ત્રીજો ખાડો પૂર્વ–પશ્ચિમ ૯॥ ફુટ લાંબો, અને ઉત્તર–દક્ષિણ ૭॥ ફુટ પહોળો છે. આ નવધણ કુવો ૧૭૧ ફુટ ઉંડો છે, તેમાં ચલુ પાણી રહેતું નથી, કુવાના ⅘ ભાગની ઉંડાઈ પછી દક્ષિણાદિ દિવાલમાં એક મોટું ફાંડું દેખાય-છે, આ ફાંડામાં કુવાથી પૂર્વે તરફ ૩૫ કરમ ચાલ્યા પછી ખાઇ-માં જવાનો રસ્તો આવેછે ત્યાંથી આ ફાંડે જતાં રસ્તામાં પૂર્વ–પશ્ચિ-મની ભેખડમાં કોરી કાઢેલા પથ્થરની અંદર ફુટથી સવા ફુટ સુધી આડી–ઉભી લેનમાં કોતરી કાઢેલા ગોખલા છે જે પૂર્વે તરફ ૪૫, અને પશ્ચિમ તરફ ૯૧ છે; કુવા અંદરનું મોટું બાંકું ૨૦ ફુટ ઉંચું અને કુવાની પહોળાઈ પ્રમાણે લાંબુ, અને ૧૯ ફુટ પહોળું

છે, આ ફાંડાને તળીએ આ કુવામાં નીકળતું મંડાણ બાંધેલું હશે એમ પશ્ચિમની દિવાલમાં એક મોટો દાઢો છે તે ઉપરથી જણાય-છે, આ ફાંડાથી પશ્ચિમ બાજુએ ઉંચી ઉત્તરાદિ ભીતમાં સીંદુરનાં ત્રિશૂલો કાઢયાં છે, તેને ઝાલાવાડના મોચીગોર પોતાની કુલદેવી માનેછે; આ દેવસ્થાનની નીચેની જમીનમાં એક અષ્ટકોણ આકારે કુંડી છે જેનો વ્યાસ ૮ ફુટનો છે, વચમાં માણસ ચાલી શકે એવી પડઘલી છે. આ ફાંડાની સરહદથી કુવાના પથ્થરનું પળું ફરેછે તે-થી જાણે કુવાને કોઇએ તલવાર મારી બે કટકા કરી નાંખ્યા હોય એમ ફરતો ખુલ્લો કાપ દેખાય છે. આંહીથી કુવામાં ફરતા પથ્થ-રના વળાવા ત્રાંસભર કુદરતી દેખાતા લીટા, કુદરતે પૃથ્વીના પડની અંદર કેવી રચના કરી છે એ ખુલ્લું દેખાડી આપેછે. આ ફાંડા-થી ડાબી બાજુએ કુવાની અન્દર ઉતરવાનો રસ્તો શરૂ થાયછે, આ રસ્તો અંદરનો અંદર એક ભોંયરા માફક કાપી કાઢયો છે, તે મા-ત્ર એકજવાર કુવાની ઝા બાજુ ફરતાં તળીએ પહોંચાય છે. આ-ખો રસ્તો ઢાળભર કોરેલે છે તેમાં ઉતરવાને પગથીયાં છે જે કુલ ૧૮૧ છે. આ રસ્તામાં પ્રથમ ઉત્તર તરફથી પેસાય છે, અને તે અંદર જતા ૧૨ ફુટ પહોળો તથા ૮ ફુટ ઉંચો રસ્તો છે, એક બાજુએ સુમારે ૭૫ ફુટ લાંબો છે. આ રસ્તે જતાં કુવા તરફનો ભાગ જમણી તરફ રહે છે અને તેમાં રસ્તામાં અજવાળું પડવા સારૂ પશ્ચિમ-ઉત્તર તથા પૂર્વ તરફની દીવાલમાં રસ્તાના ઢાળ પ્રમાણે ઉતરતે ક્રમે ત્રણ ત્રણ મોટાં સુમારે પાંચથી સાત ફુટ સુધીમાં ચોરસ જાળીયાં કોરી કાઢેલા છે. એવું દશમું જાળીયું છેલું દક્ષિણાદિ દી-વાલ તરફ આવી તેની પાસે મોટું કુવામાં તળીએ જવાનું બાર આવ્યું છે. આ રસ્તો અને કુવા વચ્ચેની ભીંત ૨॥ ફુટની રાખી છે.

ઉપરકોટમાં મહમદ બેગડાએ બંધાવેલી એક મસજીદ છે. આ કોટમાં દીવની લુટમાંથી સુલતાન બહાદુરશાહના હુકમથી મલે-ક ઈઆઝે આણેલી એક તોપ છે જેને લીલમ તોપ કહે છે, તે ૧૭ ફુટ લાંબી તથા ૭ ½ ના ઘેરાવની અને મ્હોંનો વ્યાસ ૯½ ઈંચ.

નો છે તેની ઉપર એક અરબી ભાષામાં લેખ છે તેમાં આ તોપનો બનાવનાર મહમદ બીન હમઝા છે અને તે સલીમખાનના પુત્ર સુલતાન સુલેમાનના રાજ્યમાં થઇ ગયો અને તે તોપ મીસર શહેરમાં બનેલી છે. હીજરી સ૦ ૯૩૭ ( ઈ. સ. ૧૫૩૦ ) બીજી કડાનાળ નાગની તોપ છે તે ઉપર એક અરબી ભાષામાં લેખ છે તેમાં આ તોપનો બનાવનાર અલી બીન સરજા લખેલું છે તે કીલ્લાના દક્ષિણ ભાગમા મૂકેલી છે. તે ૧૩ ફુટ લાંબી અને મ્હોંનો વ્યાસ ૧૪ ઈંચનો છે.

આ ઉપરકોટ એજ પ્રાચીન જુનાગઢ; અર્વાચીન શહેરનું નામ મુસ્તફાબાદ છે તે મહંમદ બેગડાએ બંધાવ્યું છે.

ધણા પ્રાચીન કાળમાં જુનાગઢમાં બ્રાહ્મણી સુધારાની સત્તા હતી ત્યાર પછી મગધદેશના મહાન્ મહિપતિ અશોકનું રાજ્ય ઈ. સ. પૂર્વે ૨૬૫–૨૨૯ સુધી ચાલ્યું. જુનાગઢના પ્રાચીન ઈતિહાસ વિષે આપણને જુજ માહેતી છે. કદાચ અશોક તથા મૌર્ય રાજાઓ તેના ઉપર હાકેમો મોકલી રાજ્ય ચલાવતા; સિક્કાએ ઉપરથી જણાય છે કે લગભગ બે સૈકા સુધી ક્ષત્રપસિંહ વંશના રાજા રાજ્ય કરતા હતા. જુનાગઢ અને ગીરનાર વચ્ચે આવેલા પ્રખ્યાત ખડક ઉપરના લેખમાં સંવત્સર ૭૨ મા વર્ષમાં રાજા મહાક્ષત્રપ રૂદ્રદામાએ ત્યાં બંધ અને મરામત કરાવેલ છે તેના બાપનું નામ ધસાઈ ગયેલું છે, પણ તેના દાદાનું નામ મહાક્ષત્રપ ચસતણ આપેલ છે.

ક્ષત્રપસિંહ વંશ.

——:o:——

## સિંહ વંશના રાજાઓનાં નામ. *

### ૧. રાજા—માહાક્ષત્રપ ભદ્રમુખ સ્વામિ ચસતણ

* જસદણ પાસેના સરોવરના કિનારાના થાંભલા ઉપરથી ( જુઓ ડાકટર ભાઉ દાજીનો તરજુમો. )

૨. રાજા— ક્ષત્રપ સ્વામિ જયદામન તેનો પુત્ર.
૩. રાજા—મહાક્ષત્રપ રૂદ્રદામ તેનો પુત્ર.
૪. રાજા—માહાક્ષત્રપ ભદ્રમુખ સ્વામિ તેના રૂદ્રસિંહ તેનો પુત્ર જે ૧૨૭ ના વર્ષમાં રાજ્ય કરતો હતો.

મી૦ ન્યૂટને ક્ષત્રપ રાજાની ટીપ નીચે પ્રમાણે તૈયાર કરેલી છે. તેમાં બતાવેલી સાલ ડાકટર ભાઉ દાજી તથા પ્રોફેસર રામકૃષ્ણ ભાંડારકર વગેરેએ પાસ કરેલી છે.

૧-નરપાન† ... ઇ. સ. ૭૦.
૨-આ રાજાનું નામ નથી મળતું.
૩-શ્યામોટીકા.
૪-ચસતણ શ્યામોટીકાનો પુત્ર ...... ઈ. સ. ૯૦
૫-જયદામા ચસતણનો પુત્ર.
૬-જીવદામા.... ઈ. સ. ૧૧૩
૭-રૂદ્રદામા જયદામાનો પુત્ર
૮-રૂદ્રસિંહ રૂદ્રદામાનો પુત્ર... ઈ. સ. ૧૮૦-૨૮
૯-રૂદ્રશાહ રૂદ્રસિંહનો પુત્ર...... ઈ. સ. ૨૦૫
૧૦-શ્રીશાહ રૂદ્રશાહનો પુત્ર.
૧૧-સંઘદામા રૂદ્રશાહનો પુત્ર.
-દામાશાહ રૂદ્રસિંહનો પુત્ર
શદામ દામાશાહનો પુત્ર
જતશ્રી રૂદ્રશાહનો ......ઈ. સ. ૨૧૨
દામાશાહનોપુત્ર

૧૬-ઈશ્વરદત્ત.
૧૭-વિજયશાહ દામાશાહનો પુત્ર ઇ સ. ૨૧૮-૨૩૨
૧૮-દામજતશ્રી ૨ જો દામાશાહનો પુત્ર.
૧૯-રૂદ્રશાહ રૂદ્રદામાનો પુત્ર ઈ સ. ૨૬૬-૨૭૧
૨૦-વિરસિંહ રૂદ્રશાહનો પુત્ર...... ઈ. સ. ૮૭૨
૨૧-અત્રિદામા રૂદ્રદામાનોપુત્ર. ઈ. સ. ૨૮૮-૨૯૨.
૨૨-વિશ્વશાહ અત્રિદામાનો પુત્ર ઈ. સ. ૨૯૫-૩૦૩
૨૩-રૂદ્રસિહ સ્વામી જીવદામાનો પુત્ર ઇ સ. ૩૨૮
૨૪-યશદામા રૂદ્રશાહનો પુત્ર.
૨૫-સ્વામિ રૂદ્રશાહ સ્વામિ સત્યશાહનો પુત્ર.

† એસીયાટીક સોસાઇટીનું જર્નલ વોલ્યુમ ૧૨, ઈ. સ.

ગંગા અને યમુના નદી વચ્ચે ગુપ્તવંશી રાજા રાજ્ય કરતા હ-તા; આમાંના એકે પોતાના કુમાર કુમારપાળગુપ્તને સૌરાષ્ટ્ર જી-તવા મોકલ્યો, તે ત્યાંથી પોતાની સ્ત્રી ભીમાબાઈ તથા પુત્ર પવા-નસિંહ અને પુત્રી રૂપાળીબાને લઇ ફોજ સાથે સૌરાષ્ટ્ર જીતવા આ-વ્યો; સ્ત્રી તથા પુત્ર પુત્રીને જુનાગઢમાં રાખી તેણે વંથલી ઉપર હલ્લો કરી વંથલી તાબે કર્યું. આ વખતે બહાદુરસિંહનું બારવટું ચાલતું હતું. તે કુમારપાળ ગુપ્તની પુત્રી રૂપાળીબાની ખુબસુરતીનાં વખાણ સાંભલી તેના ઉપર આશક થયો હતો; એક સમયે રાજા કુમારપાળગુપ્તનું કુટુંબ ગીરનારના પહાડ ઉપર અંબિકાજીનાં દ-ર્શન કરવા ગયું તે વખતે કુંવરી રૂપાળીબા એકલી અંબિકાજીનાં દર્શન કરવા ગઇ ત્યાં બહાદુરસિંહ છુપેલો હતો. બહાદુરસિંહનું મુખ જોતાંજ કુંવરી પ્રીતિમાં પડી અને બહાદુરસિંહનું ધ્યાન ધરવા લાગી, કુ-મારપાળગુપ્તે પોતાની પુત્રીનું એક બીજા માણુસ સાથે લગ્ન કર્યું હતું.

રૂપાળીબાનો પતિ લગ્ન પછી થોડા વખતમાં ગુજરી ગયો ત્યા-રે સતી થવાનો ઘાતકી રીવાજ ચાલુ હતો તેથી તેનાં સગાં વહા-લાં મોટી ધામધૂમથી સતી કરવા લઇ ગયાં, રૂપાળીબા ચિતા સળગાવે છે એવામાં બહાદુરસિંહના માણુસો તેના માશુક પાસે લઈ ગયાં. કુમારપાળગુપ્તે વંથળી શહેર ઉપર પરગણાના હાકેમ તરીકે રાજ્ય કરવાને પોતાના અમીર પરણુદત્ત કિંવા પ્રાણુદત્તના પુત્ર અને પોતાના સુબા ચક્રપાલિત કે ચક્રપાણીને નીમી પોતે સ્વદેશ ગયો પછી કુમારપાળગુપ્તના પુત્ર સ્કંદગુપ્તનો સૈન્યાધિપતિ ભટ્ટાર્ક પ્રબળ સૈન્ય લઇ સૌરાષ્ટ્ર જીતવા આવ્યો અને પોતાની સત્તા દૃઢ કરી. બે વર્ષ વિત્યા બાદ સ્કંદગુપ્ત મર્ણ પામ્યો ત્યારે તેણે સૌરા-ષ્ટ્રના રાજાનો ઇલ્કાબ ધારણ કરી વંથળીમાં સુબો રાખી વલ્લભી-પુર ¶ વસાવ્યું ત્યારપછી વલ્લભીપુરના રાજાનો અમલ થયો તે

¶ ભટ્ટાર્કે પોતાની સત્તા વલ્લભીગુપ્ત સંવત્સર આશરે ૧૯૦ મા વર્ષમાં સ્થાપન કરી તે વિષે વળામાંથી અને કાઠિયાવાડ દ્વીપકલ્પના બીજાં સ્થળોમાંથી મળેલાં તામ્રપત્રો ઉપરથી જણાય છે. એટલુંજ ન-

પછી વંથળીમાં વાળા વંશના રજપુતો રાજ્ય કરતા હતા ત્યાર-પછી ચુડાસમાના હાથમાં ગયું.

# પ્રકરણ ૨ જું.

## ચુડાસમા રાજાઓ ઈ. સ. ૮૭૫ થી ૧૪૭૨ સુધી.

૧ ચુડાચંદ્ર, ......................ઈ સ. ૮૭૫-૯૦૭.
૨ મુળરાજ, ......................ઈ. સ. ૯૦૭-૯૧૫.
૩ વિશ્વવરાહ......................ઇ. સ ૯૧૫-૯૪૦.
૪ ગ્રહરિપુ, ...................... ......ઇ. સ ૯૪૦-૯૮૨.
૫ રાહકવાત પહેલો, ..................ઇ. સ. ૯૮૨-૧૦૦૩.
૬ રાહદયાસ ઉર્ફે મહિપાલ પહેલો, ... ઈ. સ ૧૦૦૩-૧૦૧૦
૭ નવઘણ પહેલો,......................ઈ. સ. ૧૦૨૫-૧૦૪૪
૮ ખેંગાર પહેલો,......................ઇ. સ. ૧૦૪૪-૧૦૬૭
૯ નવઘણ બીજો, ......................ઇ. સ. ૧૦૬૭-૧૦૯૮

---

હિ પરંતુ તેઓના કુટુંબની વંશાવળી તથા તેઓના રાજ્યની અગત્ય-ની સાલ આપેલી છે. તે ઉપરથી માલુમ પડે છે કેઃ—

૧. ભટ્ટાર્ક સેનાપતિ પછી તેના ચાર પુત્રો ઉત્તરોત્તર ગાદીપતિ થયા.
૨. ધરસેન સેનાપતિ ભટ્ટાર્કનો જ્યેષ્ટ પુત્ર.
૩. દ્રોણસિંહ ભટ્ટાર્કનો બીજો પુત્ર.
૪. ધ્રુવસેન પહેલો, ત્રીજો ભાઇ; તેની ભાણેજ નામે દુદ્દા, બૌદ્ધ ભકત હતી અને તેણે મઠ સ્થાપ્યો હતો, જે તામ્રપત્રમાં આ લખેલું છે તેમાં સંવત ૨૧૬ છે, (જે સ્વતઃ ગુપ્ત સંવ-ત્સર છે.) બીજી બેમાં ૨૦૭ અને ૨૧૦ની સાલ છે, તેણે શક વર્ષ ૪૫૦ થી ૬૬૫ સુધી રાજ કર્યું હશે એમ સંભવ થાયછે.
૫. ધરપટ્ટ ભટ્ટાર્કનો સૌથી નાનો પુત્ર તેના પછી.
૬. ગુહસેન તેનો પુત્ર થયો તેણે શક વર્ષ આશરે ૪૮૦ થી ૫૦૦ સુધી રાજ કરેલું છે.

૧૦. ખેંગાર બીજો.................ઈ. સ. ૧૦૯૮-૧૧૨૫
૧૧. નવઘણ ત્રીજો.................ઈ. સ. ૧૧૨૫-૧૧૪૦
૧૨. રાહ કવાત બીજો.............ઈ. સ. ૧૧૪૦-૧૧૫૨
૧૩. રાહ જયસિંહ પહેલો.........ઈ. સ. ૧૧૫૨-૧૧૮૦
૧૪. રાયસિંહ........................ઈ. સ. ૧૧૮૦-૧૧૮૪
૧૫. મહિપાલ બીજો...............ઇ. સ. ૧૧૮૪-૧૨૦૧
૧૬. જયમલ..........................ઇ. સ. ૧૨૦૧-૧૨૩૦
૧૭. મહિપાલ ત્રીજો...............ઈ. સ. ૧૨૩૦-૧૨૫૩
૧૮. ખેંગાર ત્રીજો..................ઈ. સ. ૧૨૫૩-૧૨૬૦
૧૯. મંડળિક પહેલો ..............ઇ. સ. ૧૨૬૦-૧૩૦૬
૨૦. નવઘણ ચોથો.................ઇ. સ. ૧૩૦૬-૧૩૦૮
૨૧. મહિપાલ ચોથો...............ઇ. સ. ૧૩૦૮-૧૩૨૫
૨૨. ખેંગાર ચોથો..................ઈ. સ. ૧૩૨૫-૧૩૫૧
૨૩. જયસિંહ બીજો...............ઇ. સ. ૧૩૫૧-૧૩૬૯

---

૭. શ્રીધરસેન બીજો, એ ગુહસેનનો પુત્ર.

૮. શિલાદિત્ય (ધર્માદિત્ય) પહેલો, એ શ્રીધરસેનનો પુત્ર.

૯. ખરગ્રહ, તેનો ભાઈ.

૧૦. શ્રીધરસેન ત્રીજો, એ ખરગ્રહનો પુત્ર, જેણે આશરે શક વર્ષ ૫૪૦ થી ૫૫૦ સુધી રાજ્ય કર્યું.

૧૧. ધ્રુવસેન બીજો, ખરગ્રહનો નાનો પુત્ર, તેણે ૫૫૦ થી ૫૬૫ સુધી રાજ્ય કર્યું.

૧૨. શ્રીધરસેન (બળાદિત્ય) ચોથો, ધ્રુવસેનનો બીજો દીકરો, તેણે ૫૬૫ થી ૫૮૦ સુધી રાજ્ય કર્યું.

૧૩. ધ્રુવસેન ૩ જો, દેરાભટ્ટનો પુત્ર, અને શિલાદિત્ય પહેલાનો પૌત્ર.

૧૪. ખરગ્રહ બીજો, ધ્રુવસેન ત્રીજાનો ભાઇ, તે આશરે શક વર્ષમાં હતો.

૧૫. શિલાદિત્ય ૨ જો, એ શિલાદિત્યનો પૌત્ર, ધ્રુવસેન ત્રીજો અને ખરગ્રહ બીજાનો ભાઇ.

૧૬. શિલાદિત્ય ત્રીજો, એ તેનો પુત્ર.

૧૭. શિલાદિત્ય ચોથો, એ શિલાદિત્ય ત્રીજાનો પુત્ર.

૧૮. શિલાદિત્ય પાંચમો, જેણે શક વર્ષ ૬૪૫ થી ૬૬૦ સુધી રાજ્ય કર્યું.

૨૪. મહિપાલ પાંચમો...........ઈ. સ. ૧૩૬૯-૧૩૭૩
૨૫. મોકલસિંહ. ..................ઈ. સ. ૧૩૭૩-૧૩૯૭
૨૬. મંડળિક બીજો.............ઈ. સ. ૧૩૯૭-૧૪૦૦
૨૭. મેલિંગદેવ ( મેલગ )........ઇ. સ. ૧૪૦૦-૧૪૧૫
૨૮. જયસિંહ ત્રીજો..............ઈ. સ. ૧૪૧૫-૧૪૪૦
૨૯. મહિપાલ છઠ્ઠો................ઇ. સ. ૧૪૪૦-૧૪૫૧
૩૦. રાહમંડલિક ત્રીજો...........ઈ. સ. ૧૪૫૧-૧૪૭૨

ચુડાસમા રજપુતોનો મૂળ પુરૂષ ચુડાચંદ્ર તે સીંધના નગરઠઠ્ઠાના યાદવ વંશનો સમા જાતનો રજપુત હતો. પેહેલા વંથલીના રાજા વાળા રામને પુત્ર નહીં હોવાથી તેની બહેનનો પુત્ર ચુડાચંદ્ર તેની પછી ગાદી ઉપર બેઠો ઇ. સ. ૮૭૫. તેને તાબે કાઠિયાવાડના તમામ રાજા થયા હતા; ચુડાચંદ્રને હમીર નામે પુત્ર થયો હતો તે તેની હયાતીમાં ગુજરી ગયો હતો તેથી તેની પાછળ તેનો પૌત્ર મુળરાજ ગાદીપતિ થયો ઇ. સ. ૯૦૭, તેણે પરમુલક જીતવામાં પોતાની ઘણી ખરી જીંદગી ગાળી હતી, તે ઇ. સ. ૯૧૫ માં ગુજરી ગયો. તેના પછી

ચુડાસમા વંશ. ચુડાચંદ્ર. ઈ. સ. ૮૭૫

મુળરાજ ઈ. સ. ૯૦૭.

---

૧૯. શિલાદિત્ય છઠ્ઠો તેણે શક વર્ષ ૬૬૦ થી ૭૦૦ સુધી રાજ્ય કર્યું.

( જુઓ ઈન્ડીયન એન્ટીકવેરી વોલ્યુમ ૧, પૃષ્ટ ૧૪—૨૮—૪૫-૬૦; વોલ્યુમ ૩, પૃષ્ટ ૩૩૫-૩૦૩;—વોલ્યુમ ૪, પૃષ્ટ ૧૦૪-૧૭૪=જર્નલ ઓફ ધી રોયલ અશીઆટીક સોસાઈટી ઓફ બંગાલા વોલ્યુમ ૪, પૃષ્ટ ૪૦૧ ૪૭૫;—વોલ્યુમ ૭, પૃષ્ટ ૩૪૯-૯૬૬:=જર્નલ ઓફ ધી બોંબે બ્રેંચ રોયલ એશીઆટીક સોસાઈટી વોલ્યુમ ૩ જાનો ભાગ ૨ જો, પૃષ્ટ ૩૧૩;=વોલ્યુમ ૮, પૃષ્ઠ ૨૩૦-૨૪૫;-વોલ્યુમ ૧૦, પૃષ્ઠ ૬૬. )

વલ્લભીપુરના રાજા ધ્રુવસેન પહેલા અગર ધરપત્તની કારકીર્દીમાં ચીન દેશના બૌધ યાત્રાળુ "હીવેનસંગે" પશ્ચિમ ભરતખંડની અને સ્વતઃ ખુદ વલ્લભી તથા જુનાગઢની (ઈ. સ. ૬૩૫-૩૮માં) મુલાકાત લીધી હતી. જુનાગઢ વિષે તેની રોજનીશી આ પ્રમાણે છે.

"વલ્લભીનું રાજ્ય છોડી પશ્ચિમમાં આશરે ૧૦૦, માઈલ ગયો ત્યારે સુલાચા (સૌરાષ્ટ્ર)ના રાજ્યમાં આવી પહોંચ્યો.

તેનો પુત્ર વિશ્વ ગાદીનશીન થયો. તેણે "રાહ" એવી પદ્વી ધારણ કરી અને ત્યાર પછીના રાજાઓએ એ પદ્વી ચાલુ રાખી. તે ઘણો શૂરવીર અને દાનેશ્વરી હતો તેનું ઇ. સ. ૯૪૦ માં મૃત્યુ થયું. તેના પછી તેનો પુત્ર ગ્રહરિપુ ગાદીએ બેઠો તેના નામથી દિલ્હી-દેવગઢ-અને લંકાના રાજા કંપતા. તેના મુલકનો વિસ્તાર એટલો બધો હતો કે ખેડુલોકો વજે (ભાગ) પહોંચાડવા આવતાં ત્યારે તેનો ઘણોખરો ભાગ વાટખરચીમાં ચાલ્યો જતો. "દ્વાશ્રય" નામના ગ્રંથમાં ઉપરકોટનો કીલો ગ્રહરિપુએ બંધાવ્યો એમ કહેછે તે સોમનાથની યાત્રાએ જનારને લૂટતો તેથી તેને ઇ. સ. ૯૭૫ માં ગુજરાતના સોલંકી વંશના રાજા મુળરાજે તેને ઉપરકોટમાં ઘેર્યો હતો. ગ્રહરિપુની કુમકે કચ્છનો રાજા લાખો તથા કેટલાક મિત્રો અને મંડલિક રાજાઓ આવ્યા હતા.

વિશ્વવરાહ ઇ. સ. ૯૧૫.

ગ્રહરિપુ ઈ. સ. ૯૪૦.

ઉપરકોટનો પહેલો ઘેરો. ઇ. સ. ૯૭૫.

---

આ રાજ્ય પરિવર્તનમાં ૮૦૦, માઇલ છે. પાયતખ્તનો ઘેરાવ ૬, માઈલનો છે અને પશ્ચિમ બાજુએ દેશ મહીને અટકે છે. તેના રહેવાશી સંખ્યામાં પુષ્કળ છે, અને સઘળાં કુટુંબો ધનવાન છે. આ દેશ વલ્લભી રાજ્યને તાબેછે; જમીન ક્ષારવાળી છે તેમાં ફળ ફુલ થોડાં થાયછેઃ—જો કે દેશ શિતોષ્ણ છે છતાં પવનના તોફાન કદી બંધ પડતાં નથી. રીતભાતમાં તથા ચાલચલગતમાં લોકો મંદભાવી તથા બેદરકારી છે. વિદ્યામાં સુધારો કરવાની તેમને દરકાર નથી. કેટલાક સત્ય મતનું અનુગમન કરેછે બાકીના પાખંડી મત માનવામાં મચેલા છે. એમાં આશરે ૫૦ મઠ છે, તેમાં આશરે ૩૦૦૦, ત્યાગીઓ છે. (એમાંના ઘણાખરા સાંગ-સો-પુનીશાળાના છે) અને તેઓ (આર્ય) સ્થાવીર પંથ જે મહાયાનને સ્વિકારે છે તેમના મતનું અધ્યયન કરે છે, તેમાં ૧૦૦, દેવાલયો છે અને ભિન્ન ભિન્ન પંથના પાખંડીઓ એક સાથે રહે છે, પશ્ચિમ તરફના સમુદ્રમાં જવાનો રસ્તો આ રાજ્યમાંથી છે તેથી સઘળા રહેવાશીઓ સમુદ્રના ફાયદાનો લાભ લેછે તથા વેપાર રોજગાર અને સાટાં સોદામાં મચેલા છે (રાજધાનીના) શહેરથી થોડે અંતરે યુશંટ (ઉજયંત એટલે ગીરનાર) પર્વત આવેલો છે, જેના શિખર ઉપર મઠ સ્થાપેલા છે. ઓરડા તથા ગેલેરીઓ ઉભા ઢોળાવની ટોચમાં ઘણેખરે ઠેકાણે કોતરી કાઢેલાં છે. એ પહાડ ઘાટા જંગલથી ઢંકાયેલો છે અને દરેક બાજુએ ઝરામાંથી જળપ્રવાહ ચાલી રહ્યાં છે, ત્યાં પવિત્ર માણસો અને સાધુઓ

પાછળથી યાત્રાળુઓને હેરાન નહીં કરવાના વચન ઉપર છોડયો હતો, તે ઇ. સ. ૯૮૨ માં મર્ણું પામ્યો તેનું બીજું નામ રાગહારીયો હતું.

રાહ કવાત ઈ. સ. ૯૮૨.

તેના પછી તેનો પુત્ર રાહ કવાત પહેલો ગાદીપતિ થયો તેણે આબુના રાજાને દસ વખત કેદ કરેલો હતો અને પછીથી છોડી મૂકયો હતો ત્યારપછી રાહ કવાતને શિયાલબેટના રાજા વિરમદેવ પરમારે કેદ કર્યો હતો પણ તળાજાનો રાજા અને રાહનો મામો વાળો ઉગો પોતાના ભાણેજને છોડાવવા જબરા લશ્કરથી શિયાલબેટ આવ્યો; યુક્તિથી ગામમાં દાખલ થઇ ચોકીદારોને મારી વિરમદેવને માર્યો. પછી રાહને છોડાવવા પાંજરા પાસે ગયો. પાંજરાને લાત મારી ઉઘાડી નાંખતાં તેનો પગ રાહને વાગ્યો; ઉગાએ ક્ષમા માગી, પણ રાહે તે અંટસ મનમાં રાખી વંથલી આવી ઉગા સામે લડવા જબરૂં સૈન્ય લઇ ચડયો. ચિત્રાસર પાસે યુદ્ધ થયું તેમાં ઉગો પડયો.

રાહ દયાસ ઈ. સ. ૧૦૦૩.

રાહ કવાત ઇ. સ. ૧૦૦૩ માં મર્ણું પામ્યો, તેના પછી તેનો પુત્ર રાહ દયાસ ગાદીએ બેઠો. ગુર્જર રાજા ચાંમુડરાયનાં માણુસો મોટા સંગથી યાત્રાર્થે આવેલાં તેમાં રાજ્યકુટુંબની સૌન્દર્યસંપન્ન બાળા હતી, તેની સાથે પરણવાની રાહની ઇચ્છા થઇ; તે બાળા માટે સંગના નાયક પાસે આમંત્રણ મોકલ્યું. સંગના મુખીએ તેમ કરવાની હા કહી; પરંતુ સિદ્ધપુર પાટણ જઇ લશ્કરને જાનનાં વસ્ત્ર પહેરાવી કન્યા પરણાવવાને બહાને સોરઠ તરફ રવાના થયો. અહીં રાહે જાને આ જાણી સામૈયું કર્યું; શહેરમાં ઉતારો આપ્યો; શહેરમાં દાખલ થયા કે તુર્ત લશ્કરી પોશાક પહેરી પટણી લોકોએ કતલ ચલાવી, અને વંથલી હાથ કર્યું; રાહ પડયો, તેની રાણી પોતાના કુંવરને લઇને એચાવેજ નાઠી ત્યાંથી આલીધર, બોડીધરના આહેર દેવૈયતના આ·

---

પોતાનું આશ્રમ બાંધીને રહેછે તથા દિવ્ય બુદ્ધિસંપન્ન ઋષિઓના સમૂહ ત્યાં જાય છે.”

(જર્નલ રોયલ એશિયાટીક સોસાઇટી વોલ્યુમ ૬, પૃષ્ટ ૩૨૯ જુઓ).

શ્રય તળે રહી. ઇ. સ. ૧૦૧૦ માં ચામુંડરાએ જુનાગઢમાં એક થાણું રાખી સ્વદેશ ગયો. જુનાગઢના થાણુદારને, રાહ દયાસનો કુંવર દેવૈયત આહેરને ઘેર છે, એમ શંકા થવાથી કંઇ બાનો કાઢી દેવૈયતને જુનાગઢ બોલાવી પૂછ્યું કે; "રાહ દયાસનો પુત્ર નવઘણ તારા ઘરમાં સંતાયો છે તે વાત ખરી છે કે?" દેવૈયતે હા કહી, ત્યારે થાણુદારના હુકમથી પોતાની સ્રીપર કાગલ લખી નવઘણને બોલાવ્યો, પરંતુ કાગલ લઇ જનારને ખાનગી સૂચના આપી કે "નવઘણને બદલે મારા પુત્ર વાસણને લઇ આવજે." આંહી નવઘણ, વાસણ તથા તેની બહેન જાસલ સાથે એક બાંડરૂ તરીકે રમે છે. કાગલ પહોંચતાં હાહાકાર થઇ ગયો; વાસણનાં લગ્ન થોડા રોજ ઉપર થયાં હતાં. લગ્નનો પોશાક પહેરી વાસણ જુનાગઢ ગયો, ફોજદારે દેવૈયતને પૂછ્યું કે–" નવઘણ આજ કે?" દેવૈયતે હા કહી, ત્યારે ફોજદારે હુકમ કર્યો કે, "તેનું માથું કાપી નાંખ." દેવૈયતે જરા પણ આંચકો ખાધા વિના તે પ્રમાણે કર્યું. પછી ઘેર આવી વેર લેવાનો વિચાર કરી પોતાની દીકરી જાસલનાં લગ્નપ્રસંગ ઉપર તેણે સઘળા આહેરોને ભેળા કર્યા, અને તેણે તેને કહ્યું કે–"તમે સઘળા મળીને નવઘણને ગાદીએ બેસાડો." જાસલનું લગ્ન કરવા દેવૈયત જુનાગઢ ગયો, અને થાણદાર તથા તેનાં માણસોને ત્યાં આવવા આમંત્રણ કર્યું; સંતલસ પ્રમાણે આહેરોએ થાણુદાર તથા તેના માણસને મારી નાંખી નવઘણને ગાદી ઉપર બેસાડયો. જાસલનાં લગ્ન ધામધૂમથી થયાં. નવઘણે જાસલના ધણીને બે ગામ જાગીરમાં આપ્યાં; નવઘણનો પડો જુનાગઢમાં વાગ્યો, તેથી જુનાગઢ પાટનગર થયું. ઇ. સ. ૧૦૨૫.

# પ્રકરણ ૩ જું.

## ચુડાસમા વંશ ચાલુ.

સોમનાથ ઉપર મહંમદ ગીજનવીની સ્વારી ઈ. સ.૧૦૨૪

આ અરસામાં ગીજનીના પાદશાહ સુલતાન મહંમુદે સોમનાથ ઉપર ચડાઇ કરી. ઇ. સ. ૧૦૨૪. આ આંધી ઓચીંતી ચડી આવી એથી ગુજરાતના રાજા ભીમદેવથી અગર જુનાગઢના થાણુદારથી તેની સામા થવાની તૈયારી થઇ શકી નહીં. સોમેશ્વરના દહેરાની આસપાસ જબરો કોટ હતો તેમાં આજુબાજુના ઠાકોરોએ ભરાઇ દેવલનો બચાવ કર્યો. તેઓએ ત્રણ દિવસ સૂધી મુસલમાનોના છાપા પાછા વાળ્યા; ચોથે દીવસે ગુર્જર રાજાએ આવી ભારે યુદ્ધ મચાવ્યું અને કેટલોક જય મેળવ્યો, પણ અંતે મુસલમાન જીત્યા; મહંમુદે દહેરામાં પેશી મહાદેવનું મંદિર તોડયું, લુટયું અને શિવલિંગના કટકા કર્યા. તેમાંથી ઘણું દ્રવ્ય લઇ સુલતાન પાછો ફર્યો. આ સુલતાનને તેના સ્વદેશી અને સ્વધર્મી ઇતિહાસકર્ત્તા વખાણે તેમાં નવાઇ નથી; ન્યાય અને અન્યાયનો વિચાર કર્યા વિના લોક વિજયી રાજાને સારો ગણે છે, પણ વાસ્તવિક જોતાં મહંમુદ જેવા કેર કરનારા રાજા મોટા પીડક અને પાપી છે.

જાસલ પોતાના પતિની સાથે સિંધમાં ગઇ ત્યારે સિંધનો રાજા હમીર સુમરો જાસલની ખુબસુરતી જોઇ તેના ઉપર આશક થયો, અને પોતાના મહેલમાં દાખલ કરવાની તજવીજમાં હતો તે દરમીયાન જાસલે પોતાના ધર્મના ભાઇ રાહ નવઘણ તરફથી પોતાનું શીયળ સાચવવા માટે મદદ મળવા પત્ર લખ્યો, પત્ર વાંચી રાહ પંડે જબરા લશ્કરથી સિંધ ઉપર ગયો અને જાસલને છોડાવી પાછો જુનાગઢ આવ્યો, તે ઇ. સ. ૧૦૪૪ માં મર્ણ પામ્યો.

ખેંગાર પહેલો ઈ. સ. ૧૦૪૪

તેની પાછળ તેનો કુંવર ખેંગાર પહેલો ગાદીએ બેઠો, તે ઇ. સન ૧૦૬૭ માં ૨૩ વર્ષ રાજ્ય કરી મર્ણ પામ્યો.

રાહ નવઘણ બીજો ઈ.સ. ૧૦૬૭

તેના પછી તેનો પુત્ર નવઘણ બીજો ગાદીએ બેઠો તે ઘણો ખુબસુરત તથા બળવાન હતો.

તેણે ઘણા રાજાઓ સાથે યુદ્ધ કર્યાં હતાં; અને તમામ વખત જીત મેળવી હતી. તેને ગુજરાતના રાજા સિદ્ધરાજ સાથે કટ્ટું વેર હતું તેને ખેંગાર, ભીમ, સતરસાલ અને દેવઘણ એ નામના ચાર કુંવરો હ-તા. જ્યારે નવઘણ મરવા પડયો ત્યારે પોતાના કુંવરોને બોલાવી આજ્ઞા કરી કે:—

(૧)—ઉમેટાના રાજા હરરાજને મારવો.

(૨)—ભોઇરાનો કીલ્લો તોડી પાડવો.

(૩)—(સિદ્ધપુર) પાટણનો દરવાજો તોડવો.

(૪)—મેસણ ભાટના ગાલ ચીરવા.

ખેંગારે આ પ્રમાણે કરવા કબુલ કર્યું તેથી તે પછી ઇ. સ. ૧૦૯૮ માં ખેંગાર બીજો ગાદીપતિ થયો. એવામાં તેને ખબર મળી કે સિદ્ધરાજે માળ-વા ઉપર ચડાઇ કરી છે તેથી તેણે પાટણ તરફ કુચ કરી ત્યાંના લા-કડાના દરવાજા જુનાગઢ લઇ આવ્યો, પછી ઉમેટાના હરરાજ સાથે યુદ્ધ કરી તેને હણી પોતાની તલવાર મહી નદીમાં ધોઇ પાછા આવ-તાં રસ્તામાં ભોઇરાનો કીલ્લો તોડી પાડયો; જુનાગઢ આવી મેસણ ભાટને બોલાવી તેના મોમાં એટલું બધું સોનું ભર્યું કે તેના ગાલ ફા-ટી ગયા. જુનાગઢથી ૬ માઇલ છેટે ખેંગારે એક વાવ ખોદાવી છે, જેને ખેંગારવાવ કહે છે. જુનાગઢથી ૮ માઇલ ઉપર આવેલ મઝેવડીમાં એક કુંભાર હડમતને ઘેર ઉછરેલી રાજકુંવરી રા-ણિકદેવી કે જેનું સગપણ ગુજરાતના રાજા સિદ્ધરાજ સાથે થયું હતું તે સાથે લગ્ન થયાં પહેલાં ખેંગારે જબરદસ્તીથી લગ્ન કર્યું, તેથી સિદ્ધરાજ ઉપરકોટ ઉપર ચડી આવી ઉપરકોટને ઘેરો ઘાલ્યો. ઇ. સ. ૧૧૧૩. તે ઘેરો ૧૨ વર્ષ રહ્યો; આખરે સિદ્ધરાજનાં માણસ કાયર થયાં; સિદ્ધરાજ ઘેરો ઉઠાવવાની તૈયારીમાં હતો, એવામાં એક દિવસે ખેંગારે મદિરા પીધી અને પોતાના ભાણેજ દેશલ વિશલને પાઇ અ-ને પોતાની રાણિકદેવીને પાવા દેશલને અંતઃપુરમાં મોકલ્યો. સતીએ મદિરા પીધી અને બેશુદ્ધ થઇ; દેશલ પણ બેશુદ્ધ થઇ રાણિકદેવીના પલંગમાં પડયો, દરમીયાન ખેંગાર ત્યાં આવ્યો અને આ દેખાવ જોઇ

રાહખેંગાર બીજો ઇ. સ. ૧૦૯૮.

રાહના મનમાં વહેમ આવવાથી ભાણેજને જુનાગઢમાંથી કાઢી મુક્યા, તે સિદ્ધરાજને મળ્યા; કપટથી શહેરમાં લશ્કર દાખલ કર્યું. લડાઈ થઈ તેમાં ખેંગાર મરાણો. ઇ. સ. ૧૧૨૫.* સિદ્ધરાજે ખેંગારના કિશોર વયના બે પુત્રો માણેરા તથા ડગાયચાને મારી નાંખ્યા. રાણિકદેવીને ગુજરાત લઇ જતાં રસ્તામાં વઢવાણ પાસે સતી થઇ; ખેંગાર પછી સોરઠનો કાર્યભાર સિદ્ધરાજે સજાણ કરીને એક યોદ્ધો હતો તેને સોંપ્યો હતો, પરંતુ જુનાગઢની પ્રજાએ તેના સામે બંડ કરી તેને કાઢી મુકયો અને રાહખેંગારના નજીકના વારસ

નવઘણ ત્રીજો ઇ. સ. ૧૧૨૫.

નવઘણ ત્રીજાને ગાદીએ બેસાડયો, ઇ. સ. ૧૧૨૫. તે ઇ. સ. ૧૧૪૦ માં મર્ણ પામ્યો, તેના પછી તેનો કુંવર રાહ કવાત બીજો ગા-

રાહ કવાત બીજો ઇ.સ ૧૧૪૦.

દીએ બેઠો તેણે ૧૨ વર્ષ રાજ્ય કર્યું તેનો કું-વર જયસિંહ ગાદીપતિ થયો, ઇ. સ. ૧૧૫૨.

જયસિંહ ઇ. સ. ૧૧૫૨.

દિલ્હીના રાજા પૃથુરાજ અને કનોજના રાજા જયચંદ્ર વચ્ચે લડાઇ થઇ તે વખતે તે ત્યાં ગયો

---

* ભાટ લોકો રાહખેંગાર અને રાણિકદેવીના સોરઠા, દુહા વગેરે બોલે છે જેમાંના કેટલાક નીચે પ્રમાણે માણેરાને મારવા સિદ્ધરાજ જાય છે તે વખતે માણેરો રૂવે છે તે જોઈ રાણિકદેવી કહે છે.

માણેરા તું મ રોય, મ કર આંખો રાતીઓ;
કુળમાં લાગે ખોય, મરતાં માન સભારીએ. ૧

રાહ ખેંગારના ઘોડા સામુ જોઇ રાણિકદેવી કહેછે.

તરવરીયા તોખાર, હૈયું ન ફાટયું હંસલા;
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં. ૨

સાબર શૃંગાલને જોઇ કહેછે:—

રે સાબર શૃંગાલ, એક દીન શૃંગાલાં હતાં;
મરતાં રા'ખેંગાર, ભવનાં ભીલાં થઈ રહ્યાં. ૩

મોરને બોલતો સાંભળીને કહેછે:—

કાંઉં કે ગરછ મોર, ગોખે ગરવાને ચડી;
કાપી કારજ કોર, પીંઝર દાઝયો પાણીએ. ૪

રાયસિંહ ઈ. સ. ૧૧૮૦.

મહીપાલ ૨ જો ઈ. સ. ૧૧૮૪.

હતો. તેના પછી તેનો પુત્ર રાયસિંહ ગાદીએ બેઠો. ઈ. સ. ૧૧૮૦. તેણે ૪ વર્ષ રાજ્ય કર્યું. તેના પછી તેનો પુત્ર મહીપાલ બીજો ઈ. સ. ૧૧૮૪ માં ગાદીએ બેઠો એને ગજરાજ પણ કહેછે. તેના વખતમાં વાયવ્ય પ્રાંતમાં આવેલા સીરસાના રાજા વત્સરાજે સોરઠ ઉપર હુમલો કરી જુનાગઢ તરફ કુચ કરી પણ મહીપાલે તેને હરાવી કેદ રાખ્યો.

મહીપાલે પોતાના સૈન્યાધિપતિ ચૂડામણિને સૈન્ય આપી ઉત્તર હિંદુસ્થાન તરફ મોકલ્યો, અને એવો પડો વજડાવ્યો કે જે ચૂડામણિને હરાવશે તેની સાથે મહીપાલની કુંવરી મોતીનાદેનું લગ્ન થશે. વત્સરાજના કુંવર મલખાનના મામાઇ ભાઇ આલા અને ઉદાએ યુદ્ધ કર્યું તેમાં ચૂડામણિ હાર્યો અને મરાયો; વિવાહનો પ્રારંભ થાતાં પાછી એવી શરત થઇ કે-જુનાગઢમાં ફરીથી યુદ્ધ થવું જોઇએ,

---

ખેંગારની લાશ પડી હતી ત્યાં જઈ બોલી કેઃ—

સ્વામી ઉઠો સૈન્ય લઈ, ખડગ ધરો ખેંગાર;<br>
છત્રપતીએ છાઈઓ, ગઢ જુનો ગીરનાર. ૫

ત્યાર પછી ગીરનાર ઉપરથી ઉતરી દામોદર કુંડ પાસે આવી ત્યારે તે બોલી કેઃ—

ઉતર્યાં ગઢ ગીરનાર, તનડું આવ્યું તલાટીએ;<br>
વળતાં બીજીવાર, દામોકુંડ નથી દેખવો. ૬

ધારાગઢ બાગ પાસે આવી ત્યારે તે બોલી કેઃ—

ચંપા તું કાં મોરીયો, થડ મેલું અંગાર,<br>
મોહોરે કળીયું માણતો, માર્યો રા'ખેંગાર. ૭

પછી ગીરનાર પર્વતને જોઇ તે બોલી કેઃ—

ઉંચો ગઢ ગીરનાર, વાદલથી વાતુ કરે;<br>
મરતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો નવ થયો. ૮

ગોઝારા ગીરનાર, વલામણ વેરીને કીયો;<br>
મરતાં રા'ખેંગાર. ખરેડી ખાંગો નવ થયો. ૯

જ્યારે વધારે છેટું પડયું ત્યારે ગીરનારને જુજ દેખાતો જોઇ બાણે પડી જાયછે એમ જાણી બોલી કેઃ—

આ ઉપરથી બન્ને પક્ષે પોતાના સહાયભૂતોને બોલાવ્યા. મલખાનના પક્ષમાં કનોજનો રાજા લાખણુ, ગુર્જરગઢનો રામૈયો, રાજા પ્રથિપત, અને મોહનગઢનો રાજા મકરંદ વગેરે હતા; ગજરાજ હાર્યો અને મોતીનાદેનું લગ્ન મલખાન સાથે થયું. મહીપાલ ઈ. સ. ૧૨૦૧ માં ગુજરી ગયો, તેના પછી તેનો પુત્ર જયમલ ગાદીએ બેઠો. જયમલે ઘણા રાજા પાસેથી ખંડણી ઉઘરાવી. તે બહાદુર, ખૂબસુરત અને નિપુણ હતો. તેના પછી તેનો કુંવર રાહ મહેપો અથવા રાહ મહીપાલ ત્રીજો ગાદીએ બેઠો. ઇ. સ. ૧૨૩૦. તેના વખતમાં કાઠી લોકોએ કોટડામાં હુલડ કરી રાહના પ્રધાન મોતીચંદને હરાવ્યો, પછી ઢાંકના વાળા અર્જુનસિંહે રાહનો પક્ષ પકડીને મોટા લશ્કર સાથે કાઠીયો ઉપર હુમલો કર્યો અને તેગને નસાડી કાઢ્યા; તોપણ પાછા તે લોકો ચડી આવ્યા અને ઢાંકનાં કેટલાંક ગામ જીતી લીધાં.

જયમલ ઈ. સ. ૧૨૦૧.

મહીપાલ ત્રીજો. ઇ. સ. ૧૨૩૦.

ઇ. સ. ૧૨૫૦ માં ભાવનગર રાજ્યનો મૂળ પુરૂષ સેજકજી મારવાડથી પહેલવહેલો સોરઠમાં આવ્યો અને તેણે રાહ મહીપાલનો આશ્રય લીધો ત્યારે તેને રાહે શાહપુરની જાગીર આપી, જુનાગઢના રાજ્યનો અમીર બનાવ્યો. હાલ તેના વંશજો ભાવનગર, પાલીતાણા, લાઠી અને રાજપીપળાના રાજા છે; રાહ મહીપાલ ઇ. સ. ૧૨૫૩ માં મર્ણ પામ્યો તેના પછી તેનો પુત્ર ખેંગાર ત્રીજો ગાદીએ બેઠો તેના દરબારમાં ઢાંકના વાળા અર્જુનજી તથા કલ્યાણશેઠ એ બે વગવાળા હતા; એ બે વચ્ચે અણરાગ થવાથી રાહે માલન મહેતાને પ્રધાન નીમ્યો. આથી કલ્યાણશેઠે માલન મહેતાને મરાવી નંખાવ્યો. આ ખબર રાહને થવાથી રાહે કલ્યાણશેઠને મારી નંખાવ્યો અને પ્રધાનપદ માલન મહેતાના પુત્ર મહીધરને આપ્યું. કલ્યાણશેઠનો દીકરો લોવો મોટો થયો ત્યારે દિલ્હી બાદશાહ નાસીરૂદીનને ગુજરાત ઉપર સ્વારી કરવા ઉશ્કેર્યો.

ખેંગાર ત્રીજો ઇ. સ. ૧૨૫૩.

રાહ તથા અર્જુનજીએ એક મેરની સ્ત્રી ઉપર બળાત્કાર કર્યો;

---

મ પડ મારા ધાર, ચોસલાં કોણ ચઢાવશે;<br>
ગયા ચઢાવણ હાર, જીવતાં જાત્તર આવશે. ૧૦

વગેરે:—

તે સ્ત્રીએ રાડ પાડી તેથી તેનાં સગાં દોડી આવ્યાં અને રાહ તથા અર્જુનજીને જખમી કર્યા તેમાં તેઓ મર્ણ પામ્યો ઇ. સ. ૧૨૬૦. તેના પછી તેનો કુંવર મંડલિક પહેલો ગાદીએ બેઠો, ઈ. સ. ૧૨૬૦. તેના ઉપર રાઠોડો, વાઘેલા અને અલાઉદ્દીન ખીલજીના લશ્કરે જુદી જુદી વખતે હુમલો કરવાથી જુનાગઢ રાજ્યને ઘણું નુકશાન પહોંચાડયું.

મંડલિક પહેલો ઇ. સ. ૧૨૬૦

આ રાજાના વખતમાં જુનાગઢમાં શ્રાવકના દેવ પારસનાથનું દેવળ જે અશોકના પૌત્ર સંપ્રતિ રાજાએ બંધાવ્યું હતું, તે તોડી ત્યાં મસ્જીદ કરી, ઇ. સ. ૧૨૮૪ જેને આજે "માહી ગડેચી" કહે છે;* અલાઉદ્દીને પોતાના લશ્કરી સૂબા અલફખાનને સોરઠી સોમનાથનું દેવળ જે પાછું સમરાવ્યું હતું તે તોડવાને મોકલ્યો, તેણે સોમનાથનું દેવળ તોડી ઘોઘાથી માધવપુર સુધીનો દરિયાકિનારાનો મુલક જીતી લીધો તથા સોમનાથમાં એક સૂબો નીમ્યો રાહ મંડલિકે નેમિનાથના મંદીરને સોનાનાં પત્રાંથી સુશોભિત કર્યું. રાઠોડ જગતસિંહે વંથલી જીતી લીધું, અને ત્યાં પોતે રાજ્ય કરવા લાગ્યો તેના વંશજો થયા તેનાં નામઃ—

| | |
|---|---|
| ૧. જગતસિંહ...................... | ૪. વિજયાનંદ. |
| ૨. અરિસિંહ...................... | ૫. અમરસિંહ. |
| ૩. ક્ષેમાનંદ...................... | ૬. તેજસિંહ. |

રાહ મંડલિક પછી રાહ નવઘણ ચોથો ગાદીએ બેઠો. ઇ. સ. ૧૩૦૬. તેણે માત્ર બે વર્ષ રાજ્ય કર્યું તેના પછી તેનો પુત્ર મહીપાલ ચોથો ગાદીએ બેઠો. ઇ. સ. ૧૩૦૮. તેણે સોમનાથનું દેવળ સમરાવ્યું અને બીજાં કેટલાંક લોકોપયોગી કામ કર્યાં, તેણે ૨૭ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૩૨૫ માં મર્ણ પામ્યો. તેના પછી તેનો પુત્ર રાહ ખેંગાર ચોથો ગાદીપતિ થયો, તેણે સોમનાથમાંથી મુસલમાન સૂબાને હાંકી કાઢયો અને મહાદેવનો મહીમા વધાર્યો.

નવઘણ ચોથો ઇ. સ. ૧૩૦૬.

મહીપાલ ચોથો ઇ. સ. ૧૩૦૮.

ખેંગાર ચોથો ઈ. સ. ૧૩૨૫.

---

* એ મસ્જીદ જુનાગઢના ઉત્તરાદિ બાજુપર છે, તે મસ્જીદ જોતાં આજે પણ મસ્જીદના સ્થંભ વગેરે હિંદુ દેવસ્થાનનો ભાગ જોવામાં આવે છે, એમ પ્રત્યક્ષ દેખાઈ આવે છે તેમાં આરબી ભાષામાં ૧ લેખ છે.

દિલ્હીના મહંમદ તઘલખે ગુજરાત ઉપર સ્વારી કરી અને

ઉપર કોટનો ત્રીજો ઘેરો. ઈ. સ. ૧૩૫૦.

ત્યાર પછી જુનાગઢ ઉપર ઘેરો ઘાલી તેને જીતી લીધું, ઇ. સ. ૧૩૫૦. ખેંગારને કેદ કર્યો પણ પાછળથી છોડી મૂકયો.

દરિયાકિનારાના ચાંચીયાઓ જે દરિયા ઉપર ભય ઉત્પન્ન કરતા હતા, તેનું જડમૂળ કાઢવા તરફ રાહ ખેંગારે પોતાનું મન લગાડયું. તે સંગિતશાસ્ત્રને ઉત્તેજન આપતો. તેણે ૮૪ રાજાને

રાહ જયસિંહ બીજો ઈ. સ. ૧૩૫૧.

તાબે કર્યા હતા, તે ઇ. સ. ૧૩૫૧ માં મર્ણ પામ્યો. તેના પછી તેનો કુંવર જયસિંહ બીજો ગાદીએ બેઠો તેણે પોતાના પિતાના વખતના શત્રુઓને ઠેકાણે બેસાર્યા, તથા પોતાનો અમલ વધારે ભાગમાં બેસાર્યો, તે

મહીપાલ પાંચમો. ઈ. સ. ૧૩૬૯

ઇ. સ. ૧૩૬૯ માં મર્ણ પામ્યો. તેના પછી તેનો પુત્ર મહીપાલ પાંચમો ગાદીએ બેઠો. તેણે જગતસિંહના વંશજ અમરસિંહ તથા તેજસિંહ પાસેથી વંથલી લઇ લીધું. તેના પછી તેનો ભાઇ મોકલસિંહ થયો,

મોકલસિંહ ઈ. સ. ૧૩૭૩.

ઇ. સ. ૧૩૭૩. તેનું બીજું નામ મુક્તાસિંહ પણ કહે છે. મોકલસિંહે ૨૪ વર્ષ રાજ્ય કર્યું, તેણે આસપાસના રાજાઓ સાથે સંપ રાખી વિદ્યાને ઉત્તેજન આપી તેનો પ્રસાર કર્યો. ઇ. સ. ૧૩૮૯ માં તેની પુત્રી હાનીએ પ્રધાન ગદાધરના પુત્ર વૈજ્યનાથ મારફત ધંધુસર પાસે એક વાવ બંધાવી, તેને હાની વાવ કહે છે. ઇ. સ. ૧૩૯૪ માં ઝુફરખાંન અથવા મુઝફ્ફરખાંને જુનાગઢને ઘેરો ઘાલી રાહ પાસેથી ખંડણી લઇ સોમનાથના દેવળ તરફ કુચ કરી. આ

ઉમરકોટનો ચોથો ઘેરો. ઇ. સ. ૧૩૯૪.

જગતપ્રસિદ્ધ દેવળને તોડી શહેરમાં મુસલમાની ધર્મ સ્થાપિત કર્યો.

ઝુફરખાંનના હુકમથી રાહ પોતાની રાજ્યધાની જુનાગઢથી વંથલી લઇ ગયો, ને મુજફ્ફરખાંને જુનાગઢમાં એક મુસલમાન થાણુદાર નીમ્યો. રાહ મોકલસિંહે ફીરોઝ તઘલખના હુકમથી ધુમલી ઉપર સ્વારી કરી દરિયા કિનારીના ઠાકોરને તાબે કર્યા.

રાહ મંડલિક બીજો.

ઈ. સ. ૧૩૫૭. તેના પછી તેનો પુત્ર રાહ મંડલિક બીજો પાટે બેઠો, ઈ. સ. ૧૩૫૭. તે ઉદાર, શૂરવીર, અને પવિત્ર હતો. તે પતિવ્રત ધર્મ પાળતો.

સોમનાથ પાટણના હિંદુઓએ ઈ. સ. ૧૩૫૮ માં હુલડ મચાવ્યું. અને સ્વતંત્ર થઈ જવાનો વિચાર કર્યો તેથી તેઓને બેસાડી દેવાને તાતારખાને ઝુફરખાંન સાથે સોમનાથપાટણ તરફ કુચ કરી બલવાખોરોને બેસાડી દીધા. તેણે ૩ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૪૦૦ માં દેહ છોડી. તેના પછી તેનો ભાઈ મેલગ અથવા મેલિંગદેવ ગાદીએ બેઠો. તેણે જુનાગઢમાંથી મુસલમાન થાણદારને હાંકી કાઢી ત્યાં પોતાની રાજધાની કરી. ઈ. સ. ૧૪૧૩ માં અમદાવાદના બાદશાહ અહંમદશાહ પહેલાએ જુનાગઢ ઉપર ચઢાઈ કરી જેઠ શુદી ૭ સંવત્ ૧૪૬૯ ને રવીવારને રોજ યુદ્ધ થયું, તેમાં બાદશાહ હાર્યો; રાહે તેનો તમામ સામાન લૂંટી લઈ કાઢી* મુક્યો. ઈ. સ. ૧૪૧૫ માં રાહ મર્ણ પામ્યો. અને તેના પછી તેનો પુત્ર જયસિંહ ત્રીજો ગાદીએ બેઠો તેણે ઝાંઝમેર (હાલ ભાવનગરને તાબે છે અને તળાજાથી દક્ષિણે ૧૨ માઈલ દૂર છે.) ના કોટને મુસલમાનોના લશ્કરે ઘેરો ઘાલ્યો તે વખતે ધર્મયુદ્ધ કરી મુસલમાની ફોજનો નાશ કરી ઘેરો વીખેરી નાંખ્યો. ઈ. સ. ૧૪૧૭ માં આ રાજાના વખતમાં નૃસિંહદેવના દીકરા દામોદરે રેવતી કુંડ ઉપર એક મઠ બંધાવ્યો જેને આજે વૈષ્ણવલોકોએ મહાપ્રભુજીની બેઠક કરી ગુંસાઈજી મહારાજના હવાલામાં સુપ્રિત કરેલ છે.

મેલિંગદેવ ઈ. સ. ૧૪૦૦

ઉમરકોટનો પાંચમો વંશ સંવત્ત ૧૪૬૯

જયસિંહ ત્રીજો ઈ. સ. ૧૪૧૫.

તેના પછી તેનો ભાઈ મહીપાળ છઠ્ઠો ગાદીએ બેઠો, ઈ. સ. ૧૪૪૦. એ ઘણો ધર્માત્મા હતો તેથી સોમના-

મહીપાલ છઠ્ઠો.

---

* સંવત્ ૧૯૪૮ ઈ. સ. ૧૮૯૨ ની સાલમાં સરાફી બજારની પશ્ચિમ તરફની દુકાન નવી કરતાં તેના પાયામાંથી નીકળેલા શિલાલેખ ઉપરથી.
કેટલાક ગ્રંથકાર રાહ પોતે હારી ગીરનારના કીલ્લામાં ભરાયાનું લખે છે.

ઇ. સ. ૧૪૫૦.

ય તથા દ્વારકાં જતાં યાત્રાળુઓને પોતાને ખ-ર્ચે જમાડતો. દામોદરરાય ઉપર તેને ઘણી આસ્તા હતી, તેથી તે પુત્ર પ્રાપ્તિ માટે તેની ઘણી ભક્તિ કરતો; આખરે તેને મંડલિક નામે પુત્ર થયો. રાહે પોતાની હયાતીમાં પોતાના હીણભાગી કુંવર મંડલિક ત્રીજાને ગાદીએ બેસાડયો જેણે રજપુત રાજ્યનો જુનાગઢમાંથી છેડો આણ્યો.

મંડલિક ત્રીજો ઇ. સ. ૧૪૫૧-૧૪૭૨.

મંડલિક ઇ. સ. ૧૪૫૧ માં ગાદીનસીન થયો તે શસ્ત્રવિદ્યામાં કુશલ હતો; યોગ્ય વયનો થયા પછી એનું અર્જુન ગોહીલની કુંવરી કુંતાદેવી સાથે લગ્ન થયું હતું, અર્જુનસિંહ ગોહીલ મુસલમાન સાથેની લડાઇમાં લડતાં મરાયાથી અરથિલાના ઠાકોર દુદા ગોહીલને ત્યાં એ કુંવરીને ઉછેરી હતી.

રાહ મંડલિક ગાદીએ બેઠો ત્યારે ઘણા મંડલિક રાજાએ ખંડણીઓ મોકલી હતી પણ શિયાલબેટના રાજા સાંગલ વાઘેલે ખંડણી મોકલી નહોતી તેથી મંડલિકે તેની ઉપર ચડાઇ કરી તેને હરાવી કેદ કર્યો. પણ પાછળથી તેને છોડી મુકયો હતો.

દુદો ગોહીલ બાદશાહના વખતમાં લુટ કરતો તેથી તેને અટકાવવાને અમદાવાદના સુલતાને મંડલિકને લખ્યું; મંડલિકે દુદાને કહેણ મોકલ્યું છતાં ન માનવાથી કાકાસસરા સામે લડાઇ કરી; લડાઇ થતાં દુદો મંડલિકની પાસે આવ્યો અને કહ્યું કે—"તું મને સાંગણ વાઘેલો સમજીશ નહીં, વળી યુવાન અને મારી ભત્રિજીનો વર છો. અને તને કંઇ પણ સંતાન નથી માટે તું જા" મંડલિકે કહ્યું કે—"હું ક્ષત્રિનો પુત્ર છું અને પાછો નહી હઠું." દુદાએ કહ્યું કે—"પહેલાં તું ઘા કર" ત્યારે મંડલિકે કહ્યું કે—જ્યાં સુધી તું ઘા નહીં કર ત્યાં સુધી હું ઘા કરવાનો નથી, આથી દુદાએ મંડલિક ઉપર શસ્ત્ર વાપર્યું અને લડાઇ થઇ તેમાં દુદો પડયો. મંડલિકે અર્થીલાનો* નાશ કર્યો અને જીતનાં વાજીત્ર વગાડી જુનાગઢ આવ્યો.

મંડલિકને પુત્ર ન હોવાથી કુવાના રાજા વનવીરના દીકરા ભી-

---

* અર્થીલાના નાશ પછી ગોહીલની આ શાખાએ લાઠી રાજગર કર્યું.

મસિંહની કુંવરી ઉમાબાઇ સાથે તે પરણ્યો. ત્યાર પછી ચંદ્રવંશી ઝાલાની કુંવરી અને સૂર્યવંશી ગોહીલની કુંવરી સાથે મંડલિક પરણ્યો હતો, તે પછી તેને પુત્ર થયો. શિયાલબેટના રાજા સાંગણ વાઘેલે બંડ કર્યું તેથી મંડલિક તેની સામે ચડયો, અને તેને હરાવી કેદ કર્યો અને પાછળથી છોડી મૂકયો. આ રાજાના વખતમાં પ્રખ્યાત વિષ્ણુ ભક્ત વડનગરો નાગર નૃસિંહ મહેતો થઇ ગયો, જેનું નામ આખા ભરતખંડમાં પવિત્ર મનાય છે.

એવું કહેવાય છે કેઃ—પાટણનો વિંજળવાજો મંડલિકનો મિત્ર હતો તેને પત્ત નીકળ્યું હતું તેથી તેણે કાશીની યાત્રા કરવાનો અને તેથી પત્ત ન મટે તો હિમાલયમાં જઇ કૈલાસના બરફમાં ગળી જવાનો નિશ્ચય કર્યો. પણ બ્રાહ્મણોએ મના કરી કહ્યું કે પ્રથમ ગીરિનારની યાત્રા કરવી જોઇએ; વિંજળ પતીઓ હોવાથી પોતાના મિત્રને મળતાં શરમાતો હતો તેથી તેણે છુપી રીતે ગીરિનાર જઈ યાત્રા કરી. એક સુવર્ણનો હાથી બ્રાહ્મણોને આપી ચાલ પકડી. વિંજળના ગયા પછી બ્રાહ્મણોને સોનું વહેંચતાં માંહોમાંહે કજીઓ થયો તેનો ઇનસાફ કરાવવા તેઓ મંડલિક પાસે ગયા, તેણે પૂછ્યું કે—"સોનાનો હાથી કોણે આપ્યો" જવાબમાં વિંજળવાજાનું નામ સાંભળતાંજ તેને મળવાને આતુર થઇ પાછળ દોડયો; રસ્તે જતાં વડાળ ને કાથરોટા વચ્ચેના નાળા આગળ તેને હમેશાં ગંગા નદીનું પાણી લાવનાર ગંગાજળીઓ મળ્યો; મિત્રને મળવાના ઉત્સાહમાં કપડાં સાથેજ ગંગાજળથી નાહી આગળ ચાલતાં જેતલસર આગળ વિંજળને મળીને તેણે ના કહ્યા છતાં તેને ભેટી પડયો; તરતજ વિંજળને પતનો રોગ મટી ગયો. આ બનાવ ગંગાજળના પ્રતાપથી બન્યો એમ માની જે નાળા આગળ કાવડીઓ મળ્યો હતો તેનું નામ એ દિવસથી ગંગાજળીઓ પડયું.

રાહ મંડલિકની પડતી થવાની બે જુદી જુદી વાતો ચાલે છે, તેમાં એકતો એવી કહેવાય છે કે—મોણિયા ગામમાં ચારણ રાવસુર બાસુરની સ્ત્રી નામે નાગબાઇ રહેતી હતી તેનો પુત્ર ચારણ નાગાજણની સ્ત્રી મીનબાઇ હતી. તેની ખૂબસુરતીની ખ્યાતિ સાંભળી મંડલિક તેને જોવા માટે શિકારને બહાને મોણિએ ગયો જ્યારે કોઇ મોટો મા·

ણુસ ઘેર આવે ત્યારે તેના કપાળમાં કંકુનો ચાંલ્લો કરી ચોખા ચોડી તેના માથા ઉપર હાથ ફેરવી પોતાના માથા સાથે આંગળાં અડાડી ટાચકા ફોડી દુઃખડાં હરેછે. એ ચાલતા આર્યોના રીવાજ પ્રમાણે મંડલિકનાં દુઃખડાં હરવા મીનબાઇ ગઇ. પરંતુ રાહ મંડલિક બીજી દિશા તરફ ફર્યો; આથી મીનબાઇએ પોતાની સાસુ નાગબાઇને કહ્યું કે—" રાહ ફરી જાયછે. " ત્યારે નાગબાઇએ કહ્યું કે—"તું તે દિશા તરફ જઇ દુઃખડાં હર," મીનબાઇ તે તરફ ગઇ એટલે રાહ પાછો ફર્યો. એ પ્રમાણે મીનબાઇ ચારે દિશા ફરી પણ રાહ હજી પણ ફર્યા કરતો હતો. ત્યારે મીનબાઇએ નાગબાઇને કહ્યું કે—" હું ચારે દિશા ફરી પણ રાહ હજી ફર્યા કરે છે, " નાગબાઇએ કહ્યું કે—" એ રાહ નથીફરતો પણ તેનો દિવસ ફર્યો છે." રાહે મોહિત થઇ નજર બગાડી મીનબાઇના શરીર ઉપર હાથ નાંખ્યો મીનબાઇ ચીસ પાડી પોતાની સાસુ પાસે દોડી ગઇ અને રાહની ફરીયાદ કીધી. ત્યારે નાગબાઈએ ગુસ્સે થઇ શાપ આપ્યો કે—"હે ભુંડા જેમ આ પાછી ફરી તેમ તારી નશીબ રૂપી સ્ત્રી પાછી ફરશે અને મુસલમાનોને ત્યાં જશે;" મતલબ કે—તારૂં રાજ્ય મુસલમાનોને હાથ જશે અને તું પણ વટલાઇ મુસલમાન થઇશ.*

વળી બીજી વાત એવી ચાલેછે કે મંડલિકના પ્રધાન વિસલ (જેના નામથી જુનાગઢમાં ભીડભંજન પાસે વિસલ વાવ છે) વાણીયાની મનમોહના નામની અતિ સૌન્દર્યસંપન્ન યુવાન સ્ત્રી હતી, તેના ઉપર મોહિત થઇ મંડલિકે તેની આબરૂ લીધી તેથી વિસલ ગુસ્સે થઇ તેનું

---

* મીનબાઇએ કહ્યું કેઃ—

### દોહરો.

ગંગાજળ ગઢેશા, પંડ તારૂં હતું પવિત્ર;
વિંજાને રગત ગયાં, મને તો વાળા મંડલિક. ૧

મતલબ કે હે ગઢપતિ! ગંગાજળ થકી તારૂં શરીર એટલું બધું પવિત્ર હતું કે વિંજાનું રકતપીત ગયું, પણ હે મંડલિક! મને એથી વાળા થયા.

વળી બીજી રીતે નાગબાઇના શાપના સોરઠા, સોરઠના ગામડીયા લોકો નીચે મુજબ ગાયછે.

વેર લેવાને ગુજરાતના પાદશાહ મહંમદશાહ (મહંમદ બેગડો) પાસે ગયો અને તેને જુનાગઢ ઉપર સ્વારી કરવા ઉશ્કેર્યો. ગમે તેમ હોય પરંતુ ઇ. સ. ૧૪૬૭ માં મહંમદશાહે જુનાગઢ ઉપર ચડાઇ કરી, પણ રાહ મંડલિક તાબે થવાથી બાદશાહ પાછો ગયો. બીજા વર્ષમાં રાહે સ્વતંત્ર ઇલ્કાબ ધારણ કર્યો છે એવું બહાનું કાઢી ૪૦,૦૦૦ સ્વાર લઇને બાદશાહે ચડાઇ કરી પરંતુ મંડલિકે તાબે રહી ચાલવાનું કબુલ કર્યું તેથી લશ્કર પાછું ફર્યું.

ઉપરકોટનો ચોથો ઘેરો. ઇ. સ. ૧૪૬૯—૧૪૭૨.

મહંમદશાહના મનમાં એવો નિશ્ચય થયો કે, જુનાગઢનો મુલક તાબે કરવો તેથી ઇ. સ. ૧૪૬૯ માં ઉપરકોટ તથા જુનાગઢને જબરા સૈન્યથી ઘેરો ઘાલ્યો. દીર્ઘ અને પ્રતાપશાળી બચાવ પછી રાહ મંડલિક ઇ. સ. ૧૪૭૨ માં શર્ણ થયો, અને જુનાગઢનું રાજ્ય ગુજરાતના રાજ્ય સાથે જોડી દીધું અને મંડલિકે મુસલમાની ધર્મ સ્વિકાર્યો. મહંમદશાહ (બેગડો)એ તેનું ખાનજહાંન નામ પાડી અમદાવાદ લાવ્યો, અહીં તે મર્ણ પામ્યો તેની કબર આજ પણ માણેકચોકમાં કંદોઇની દુકાનમાં છે.

---

---

## સોરઠા.

ગઢ જૂનાની પોળ, દામોકુંડ દેખીશ નહીં;  
રતન પડશે રોળ, ત્યારે મું સંભારીશ મંડલિક. ૨  
જાશે રાહની રીત, રાહપણું રહેશે નહીં;  
મંદિર ઠેકાણે મસીત, તે દી મું સંભારજે મંડલિક. ૩  
ભૂલ્યો રાજા ભીત, નાગબાઈને નમ્યો નહીં;  
મેડી ત્યાં મસીત, ત્યારે મું સંભારજે મંડલિક. ૪  
નહીં વાગે નિશાન, નકીબ હુકળશે નહીં;  
ઉમટશે અસરાણ, ત્યારે મું સંભારજે મંડલિક.

# પ્રકરણ ૪ થું.

## મુસલમાની રાજ્યનો પ્રારંભ.

### (અમદાવાદથી આવેલા ફોજદારો).

તાતારખાન......................ઇ. સ. ૧૪૭૨-૧૪૭૫
મીરઝાં ખલીલ......................ઇ. સ. ૧૪૭૫-૧૫૦૫
મલેક ઇઆઝ તથા તાતારખાન....ઈ. સ. ૧૫૦૫-૧૫૭૫
અમીનખાન......................ઇ. સ. ૧૫૭૫-૧૫૮૨
દોલતખાન......................ઈ. સ. ૧૫૮૨-૧૫૯૨

### ( દીલ્હીના બાદશાહી ફોજદારો. )

૧. નૌરંગખાંન......................ઈ. સ. ૧૫૯૨— *
૨. કાસમખાંન...................... ,,... * -૧૬૩૩
૩. મીરઝાં ઇસાતરખાંન............ ,,...૧૬૩૩-૧૬૪૨
૪. ઇનાયત ઉલ્લા...................... ,,...૧૬૪૨-૧૬૫૦
૫. મહુંમદ શાલીહ.................... ,,...૧૬૫૦-૧૬૫૩
૬. કુતબુદ્દીન ખેશગી.................... ,,...૧૬૫૩-૧૬૬૪
૭. સરદારખાંન...................... ,,...૧૬૬૪-૧૬૮૬
૮. સયદ મહુંમદખાંન............ ,,...૧૬૮૬-૧૬૮૬
૯. શાહુવર્દીખાંન...................... ,,...૧૬૮૬-૧૬૮૬
૧૦. કારતલબખાંન...................... ,,...૧૬૮૬-૧૬૮૬
૧૧. શેર અફઘાનખાંન.............. ,,...૧૬૮૬-૧૬૮૭
૧૨. બહુલોલ શેરાની.................. ,,...૧૬૮૭-૧૬૮૮
૧૩. શેર અફઘાનખાંન.............. ,,...૧૬૮૮-૧૬૯૮
૧૪. મહુંમદબેગખાંન.................. ,,...૧૬૯૮-૧૭૦૪
૧૫. સરદારખાંન...................... ,,...૧૭૦૪-૧૭૧૧
૧૬. મહુંમદગીલાની.................. ,,...૧૭૧૧-૧૭૧૪

૧૭. અભયસિંહ...................... ,,...૧૭૧૪-૧૭૧૫
૧૮. અબ્દલ હામીદખાંન............ ,,...૧૭૧૫-૧૭૧૭
૧૯. અભયસિંહ (બીજીવાર)...... ,,...૧૭૧૭-૧૭૧૭
૨૦. હૈદર કુલીનખાંન.............. ,,...૧૭૧૭-૧૭૧૮
૨૧. અબ્દલહામીદખાન (બીજીવાર) ,,...૧૭૧૮-૧૭૨૧
૨૨. અસાદકુલીનખાં ................ ,,...૧૭૨૧-૧૭૨૩
૨૩. અસદઅલીખાંન................ ,,...૧૭૨૩-૧૭૨૯
૨૪. સલાબતખાંન. ................ ,,...૧૭૨૯-૧૭૩૧
૨૫. શેરખાંન........................ ,,...૧૭૩૧-૧૭૪૮.



મહંમદે જુનાગઢ લીધા પછી શહેરને કીલ્લેબંધી કરાવી—અને ઉપરકોટમાં દેવાલય તોડી મસ્જીદ કરી અને મૂર્તિની જગોએ "કુતુબો" પઢવાની મીંબર (પ્રાર્થના શ્રેણી) સ્થાપી અને જુનાગઢનું નામ મુસ્તફાબાદ પાડ્યું;—આ વખતે ઘણા મુસલમાનોને ત્યાં વસાવી થોડા વખત સુધી પોતે ત્યાં રહ્યો; સૈયદ, કાજી વગેરેને જાગીર આપી ત્યાં વસાવ્યા. આ વખતથી તે અમદાવાદના રાજ્યની પડતી થઇ ત્યાં સુધી જુનાગઢનો રાજ્ય કાર્યભાર અમદાવાદથી નિમાઇ આવતા થાણદારો ચલવતા હતા.

સુલતાન મહંમદે રાહ મંડલિકના કુંવર ભૂપતિસિંહને જુનાગઢમાં જાગીરદાર કરી રાખ્યો. પહેલા થાણદારનું નામ તાતારખાંન હતું તેના તાબામાં લશ્કર તથા તકરારી કામનો નીવેડો કરવાનું હતું, તેના પછી સુલતાનનો વડો કુંવર મીરઝાં ખલીલ થયો, ઇ. સ. ૧૪૭૫. તેણે જુનાગઢથી ૪ માઇલ ઉપર ખલીલપોર વસાવ્યું. ભૂપતિસિંહ પછી તેનો પુત્ર ખેંગાર થયો, ઇ. સ. ૧૫૦૫. સુલતાન મહંમદના રાજ્યના પાછલા ભાગમાં જુનાગઢની રાજધાની ત્યાંથી ખસેડી દીવમાં આણી હતી; કેમકે એ ગામ દરિયાકીનારા ઉપરનું મોટું મથક હતું.

મીરઝાં ખલીલ પછી મલેક ઇઆઝ તથા તાતારખાંન થાણદાર તરીકે નિમાયા, ઇ. સ, ૧૫૦૫. તાતારખાન ઘોરી જુનાગઢ રહેતો હતો અને મલેક ઇઆઝ દીવમાં રહેતો હતો. મલેક ઇઆઝે દીવમાં

થી બે તોપો લઇ આવી ઉમરકોટના કીલ્લામાં રાખી જેને "લીલમ" તોપ અને "કડાનાળ" કહેછે.

સુલતાન બહાદુરશાહના મરણ પછી ઘોરીઓ સ્વતંત્રતા ભોગવવા લાગ્યા તોપણ અમદાવાદના સુલતાનની નામની તાબેદારી ઉઠાવના. ખેંગાર પછી ઇ. સ. ૧૫૨૫ માં તેનો પુત્ર રાહ નવઘણ જાગીરદાર થયો તે ઇ. સ. ૧૫૫૧ માં મરણ પામ્યો. આ વખતે તાતારખાન છેક સ્વતંત્ર જેવો થયો હતો; જામ રાવળે ઇ સ. ૧૫૪૦ માં હાલાર જીતી નવાનગર વસાવ્યું. નવઘણ પછી જાગીરદારની જગોએ શ્રીસિંહ થયો, ઇ. સ. ૧૫૫૧. આના વખતમાં સને ૧૫૫૯ માં જુનાગઢના મુલકમાં તેમજ આખા કાઠિયાવાડમાં દુકાળ પડયો હતો આ સંકટના સમયમાં નવાનગરના રહીશ જગદુશાહ નામના વણિક શેઠે દાણાના કોઠારો ભરી ગરીબ લોકોને બહોળે હાથે અનાજ વહેચ્યું હતું, જેથી તેની યાદગીરીમાં એ દુકાળ જગદુશાહના દુકાળને નામે ઓળખાય છે. તેમના વખતમાં તાતારખાન મરણ પામ્યો, ઈ. સ. ૧૫૭૫. તેની જગોએ તેનો પુત્ર અમીનખાંન થયો. ઈ. સ. ૧૫૮૧-૮૨ માં અમીનખાંન તથા તેની ફોજના સરદાર ફતેહખાન સરવાણી વચ્ચે ટંટો થયો. ગુજરાતના સુબા અહંમદશાહે પોતાના ભત્રિજા મીરઝાખાનને ૪૦૦૦ ઘોડેસ્વાર આપી ફતેખાન સરવાણી સાથે જુનાગઢ ઉપર હલ્લો કરવા મોકલ્યો; ઘેરો ચાલતાં દરમિયાન ફતેહખાન ગુજરી ગયો, એવામાં જામનગરનો જામ સતાજી અમીનખાનની વહારે ચઢેલો તે મોટું લશ્કર લઇ આવી પહોંચ્યો એટલે મીરઝાખાંએ ઘેરો ઉઠાવી પાછો હઠી માંગરોળ ઘેર્યું પણ જામની ફોજ તેની પુંઠેજ હતી. અમીનખાન પણ જુનાગઢમાંથી બહાર નીકળી તેની પાછળ પડયો; આથી મીરઝાખાંનને માંગરોળનો ઘેરો છોડી નાસવું પડયું, તે કોડીનાર પાસે જઇ થોભ્યો; આંહી જામ તથા અમીનખાનની ફોજ એટલી બધી પાસે આવી પહોંચી કે, યુદ્ધ આપવું પડયું; આંહી મીરઝાખાંનની જબરી હાર થઇ; સરસામાન દુશ્મનને હાથ ગયાં અને પોતે ઘવાણો તેથી અમદાવાદ નાસવું પડયું, ઇ. સ. ૧૫૮૨.

અમીનખાન પછી દોલતખાં ઘોરી થયો; મુજફ્ફરે (જે દિલ્હીના કેદખાનામાંથી નાસી ઇ. સ. ૧૫૮૩ માં ગુજરાતમાં આવ્યો હ-

તો.) ઇ. સ. ૧૫૮૧ માં જામ સતાજીને, જુનાગઢના દોલતખાન ઘો- રીને, ખેરડીના લુમા ખુમાણને, અને જુનાગઢના રાયજાદા જાગીરદાર ખેંગારને બંડ ઉઠાવવા ઉશ્કેર્યા તેથી તેઓએ બંડ ઉઠાવ્યું. બાદશાહનો સૂબો ખાન આજમ મીરઝાંઅઝીઝ તેની સામે આવ્યો; બંનેની ફોજ ધ્રોળ આગળ ભુચરમોરીની રણભૂમિમાં ભેગી થઇ; બન્નેના યોદ્ધા થ- રાતનથી વઢયા પણ જયદેવી પાદશાહી ધ્વજા ઉપર બેઠી; દોલતખાન જખમી થયો અને મરી ગયો એટલે જુનાગઢ દિલ્હીના પાદશાહ અક- બરને હાથ ગયું ઇ. સ. ૧૫૯૨. હવેથી જુનાગઢનો વહીવટ પાદશાહી ફોજદાર ચલાવવા લાગ્યા, અને રાયજાદા જાગીરદાર ખેંગારને સીલ, બગસરા, કેસોદ, તથા ચોરવાડની જાગીરમાં કાઢયો, જ્યાં તેણે ઇ. સ. ૧૬૦૮ માં દેહ છોડી.

જુનાગઢનો સહુથી પહેલો પાદશાહી ફોજદાર નોરંગખાન હ- તો તેના પછી કાસમખાન થયો, ઇ. સ. ૧૬૩૧-૩૨ (સંવત ૧૬૮૭) માં ભારે દુકાળ પડયો તેથી ગેરબંદોબસ્તમાં વધારો થયો.

આ દુકાળને પહેલો સત્યાશીયો કહેછે, એ વર્ષમાં ગુજરાત અ- ને દક્ષિણમાં વરસાદ થયો નહીં. ગરીબ લોકો ટુકડો રોટલા સારૂ પ- ણ પોતાનાં છોકરાંને આપી દેવા રાજી હતાં પણ લેનાર કોણ મળે ? અને ઘણાએ રઝળતાં મૂકી દીધાં. "મિરાતે-એહમદી" નામના મુસલમાની ઇતિહાસમાં લખ્યું છે કે-જેઓ હમેશાં સદાવ્રત આપતા તે- ઓને પણ એ દુકાળમાં મોહોલ્લે-મોહોલ્લે ભટકી અનાજ માટે ભીખ માગવી પડી હતી. કુતરાનું માંસ ખાવા માટે વેંચાએલું હતું, હાડકાં દળી લોટમાં ભેળ્યાં હતાં અને માણસો એક બીજાને મારી ખાતા. મૂડદાંને ઠેકાણે પાડવામાં મહા મહેનત પડતી, લોકોને ઘણી ધા- સ્તી રહેતી હતી કે રખેને એકલા કે વગર હથિયારે જાય તો બીજા કોઇ તેઓને મારી નાંખી ભક્ષણ કરે. ધંધો કે ખાવાનું મળે તે લા- લચે ગરીબ લોકો મોટા શહેરમાં જઇ ભરાયા અને ઘણા જણ મો- હોલ્લામાં ભૂખે મરણ પામ્યા, તેઓને ત્યાં બાળનાર કે દાટનાર કોણ મળે ? ઘણા લોકો દેશ છોડી હિંદુસ્થાનના બીજા ભાગમાં નાશી છૂ- ટયા. આ દુકાળમાં લોકોને મહા વિટંબના પડી હતી, અને લોકો સુવાં

પણ મળ્યું; અમદાવાદ અને સુરતમાં "લંગારખાના" એટલે ગરીબ લોકોને માટે અન્નછત્ર ઉઘાડવામાં આવ્યાં હતાં. અમદાવાદની ભૂખે મરતી પ્રજામાં અનાજ વહેંચવા સારૂ રૂપૈયા ૫૦,૦૦૦) ની રકમ કાઢવામાં આવી હતી; ઢોર તો ઘણું કરીને અધાંજ મરણ પામ્યાં તે વર્ષમાં મહેસૂલની છૂટ મુકવામાં આવી હતી. તોપણ લોકોને પાછાં ઠેકાણે પડતાં ઘણાં વર્ષ લાગ્યાં.

ઈ૦ સ૦ ૧૬૩૩ માં જુનાગઢનો ફોજદાર મીરઝાં ઇસાતરખાંન થયો, તેણે જુનાગઢના કીલ્લાની મરામત કરી સારો બદોબસ્ત કર્યો. ઇ. સ. ૧૬૪૨ માં તે ગુજરાતનો સૂબો નીમાયો ત્યારે જુનાગઢના ફોજદારનો હુદ્દો, પાદશાહ શાહજહાંને કહીને પોતાના પુત્ર ઇનાયતઉલ્લાને અપાવ્યો, શાહજહાંના પુત્ર ઔરંગઝેબે જ્યારે ગુજરાતના સૂબા ઉપરથી તેને દૂર કર્યો ત્યારે પાછો સોરઠની ફોજદારી ઉપર આવ્યો તે ઇ. સ. ૧૬૫૦ સુધી ફોજદાર રહ્યો. તેના વખતમાં સને ૧૬૪૭ માં દુકાળ પડયો હતો, તેના પછી તેનો પુત્ર મહંમદશાનીહ ફોજદાર થયો ઇ. સ. ૧૬૫૦. તેના પછી પ્રખ્યાત કુતબુદ્દીન ખેશગી ઇ. સ. ૧૬૫૩ માં ફોજદાર થયો તેણે આખા પ્રાંતમાં શાંતિ રાખી હતી.

નવાનગરનો જામ રણમલજી ગુજરી ગયો, તેના મરણ પછી, તેનો ભાઇ રાયસિંહજી, રણમલજીના કુંવર સતાજીને ખોટો ઠરાવી જામનગરની ગાદી પચાવી પડયો હતો, અને દિલ્હી સત્તાથી સ્વતંત્ર થવા ચહાતો હતો તેથી ઇ. સ ૧૬૬૨ માં ઔરંગઝેબ બાદશાહે શહેરખાંન બાબીને જામને તાબે કરવા લશ્કર આપી મોકલ્યો, અને જુનાગઢના ફોજદાર કુતબુદ્દીનને પણ શહેરખાનની મદદે જવા હુકમ મોકલ્યો. શહેરખાને તથા કુતબુદ્દીને નવાનગર ઉપર ચડાઇ કરી; શેખપાટ આગળ યુદ્ધ થયું તેમા જામ હાર્યો; બન્ને યોદ્ધાઓએ નવાનગર લીધું, અને તેનું નામ ઇસ્લામનગર પાડી કુતબુદ્દીન જુનાગઢ આવ્યો અને શહેરખાં ગુજરાત તરફ ગયો. ઇ. સ. ૧૬૬૪ માં કુતબુદ્દીન ખેશગીને દિલ્હી શાહ ઔરંગઝેબે મહારાજા યશવંતસિંહની મદદે દક્ષિણ ઉપર સ્વારી કરવા મોકલ્યો તેથી તેના પછી સરદારખાંન સોરઠના ફોજદાર તરીકે નીમાયો.

સરદારખાંને જુનાગઢમાં ઘણો સુધારો કર્યો. આ વખતે આખા ગુજરાત તથા કાઠિયાવાડમાં ભારે દુકાળ પડ્યો, પણ તે સને ૧૬૭૧-૭૨ જેટલો ભારે નહોતો તેથી તેણે ગરીબ પ્રજાને મદદ કરવા ઇ. સ. ૧૬૮૧-૮૨, હીજરી સન ૧૦૯૪ માં સરદારબાગ બનાવ્યો, અને સરદાર તળાવ ખોદાવ્યું. સરદારખાએ સરદાર બાગમાં પોતાનું મર્ણ થયે દાટવા માટે એક મસ્જીદ બધાવી પણ તે સીંધમાં નગરઠઠ્ઠામા ઇ. સ. ૧૬૮૬ માં મર્ણ પામ્યો. તેના પછી સોરઠની ફોજદારી ઉપર સૈયદ મહંમદખાંન થયો, એ તે હુદ્દા ઉપર ઝાઝા દિવસ રહ્યો નહીં કેમકે ઇ. સ. ૧૬૮૬ માં શાહજાદા મહંમદ આઝમશાહ બહાદુરને સોરઠની મહેસુલ જાગીરમાં મળી તેથી તેણે પોતાના નાયબ શાહવર્દીખાંનને પોતાની તરફથી વહીવટ કરવા સોરઠમાં મોકલ્યો, પછી તરતજ કારતલબખાંનને સોરઠની ફોજદારી મળી.

આ વર્ષમાં વરસાદ ઘણો થોડો થવાથી મોંઘવારી ઘણી થઇ હતી તેથી અનાજ ઉપરની જકાત કાઢી નાંખવામાં આવી હતી, ત્યાર પછી શાહજાદા મહંમદ આઝમશાહ બહાદુર ગુજરાતનો સૂબો નીમાયો, અને તેણે કારતલબખાંનને પોતાનો નાયબ સૂબો ઠરાવ્યો પણ આ ગોઠવણ થતાંવાર કારતલબખાંનને ગુજરાતની સૂબાગીરી મળી એટલે શાહવર્દીખાનનો પુત્ર શેરઅફઘાનખાન સોરઠનો ફોજદાર નીમાયો. ઇ. સ. ૧૬૮૭ માં શેરઅફઘાનખાનને બદલે બહલોલશેરાની નીમાયો પણ ઇ સ ૧૬૮૮ માં શેરઅફઘાનખાનને સોરઠની ફોજદારી પુનઃ પ્રાપ્ત થઇ. આના વખતમાં સને ૧૬૯૪ માં આખા કાઠિયાવાડમાં ઘણો દુકાળ પડ્યો હતો તેમજ સને ૧૬૯૬ માં પણ દુકાળ પડ્યો હતો.

ઇ. સ. ૧૬૯૮ માં સોરઠનો ફોજદાર મહંમદબેગખાન થયો, તેણે તેની આગળ થઇ ગયેલા ફોજદારની માફક માત્ર ખાલસા મુલક સંભાળી રાખ્યા શિવાય વિશેષ કાંઇ પણ કર્યું નહીં. કાઠીઓ ધંધુકા પરગણું જે પ્રસિદ્ધ દુર્ગાદાસ રાઠોડને જાગીરમાં મળ્યું હતું તેના ઉપર ધાડ પાડવા લાગ્યા; આથી દુર્ગાદાસના વહીવટદારે સૂબાની મદદ માગ્યાથી સૂબાએ મહંમદબેગખાનને કાઠી ઉપર સ્વારી કરવા

હુકમ કર્યો, ઇ સ ૧૭૦૪. મહંમદબેગખાંનને બદલે સોરઠની ફોજદારી સરદારખાંનને મળી.

દિલ્હી શાહ ઔરંગજેબના મૃત્યુ પછી તેના પુત્ર મહંમદ મુઆજીમ અથવા બહાદુરશાહે સોરઠની ફોજદારી મહંમદગીલાનીના હાથમાં સોંપી, ઇ સ. ૧૭૧૧ ઇ સ. ૧૭૧૪ માં દિલ્લીશાહ ફરૂખશીઅર જોધપુરના મહારાણા અજીતસિંહની કુંવરી સાથે પરણ્યો તેથી તેણે સોરઠની ફોજદારી પોતાના સાળા અભયસિંહને આપી, તે પોતે જાતે ત્યાં નહીં જતાં તેણે ફતેસિંહ કાયસ્થને પોતાના પ્રતિનીધિ તરફે મોકલ્યો, ઇ. સ. ૧૭૧૫ માં અભયસિંહની જગોએ અબદુલ્લ હામીદખાનની નીમણુક થઇ.

સફદરખાનના પુત્ર સલાબતખાંનને દિલ્હીશાહે અમદાવાદનો સુબો નીમી મહારાણા અજીતસિંહની સરદારી સાથે "પાંચસદીજાતમનસબ" નો ઇલ્કાબ આપી ગુજરાતમાં મોકલ્યો એટલે અજીતસિંહના પુત્ર અભયસિંહને સોરઠની ફોજદારી મળી, ઇ. સ. ૧૭૧૭. પરંતુ એજ વર્ષમાં હૈદર કુલીનખાન સોરઠનો ફોજદાર નીમાયો, ઇ. સ ૧૭૧૮ માં હૈદર કુલીનખાનને ગુજરાતની સુબાગીરી મળી, એટલે સોરઠની ફોજદારી અબ્દુલ્લ હામીદખાનને મળી. ઇ. સ. ૧૭૧૯ માં બાદશાહ ફરૂકશીયરનો ઘાત થયો અને દિલ્હીની ગાદીએ મહમદશાહ બેઠો, તેણે ગુજરાતની સુબાગીરી અજીતસિંહને આપી, ઇ. સ. ૧૭૨૦.

આ અરસામાં (ઇ. સ. ૧૭૧૮-૧૭૧૯ માં) ઘણો ભારે દુકાળ પડ્યો, તે સંવત ૧૭૭૫ માં પડ્યો. તેથી જેનું નામ પંચોતરો દુકાળ કહેવાય છે, તે દુકાળમાં બાજરો અને મઠ રૂપૈયાનાં શેર વેચાયાં હતાં. ગરીબ લોકોને ઝાડનાં પાંદડાં અને મૂળીયાં ખાવાં પડ્યાં, આથી રોગ પ્રસર્યો તેમાં ઘણા લોક મર્ણ પામ્યા, ઘણાએ રૂપૈએ અને બબે રૂપૈયે છોકરાં વેચી દીધાં. અજીતસિંહે પોતાના પ્રતિનીધિ તરીકે અનોપસિંહને ગુજરાત મોકલ્યો, તેણે ઇ. સ. ૧૭૨૧ માં અસાદકુલીનખાનને સોરઠનો ફોજદાર નીમ્યો પણ તે જાતે નહી જાતાં મહમદ શરીફખાનને પાતાનો નાયબ ઠરાવી જુનાગઢ મોકલ્યો, તેના પછી ઇ. સ. ૧૭૨૩. માં અસદઅલીખાન ફોજદાર નીમાયો; આ વર્ષમાં પણ દુકાળ પડ્યોહતો

ગુજરાતની સુબાગીરી ઉપર અજીતસિંહની નીમણોક થઇ એટલે હૈદરકુલીનખાન દિલ્હી ગયો ત્યાં તેણે દિલ્હીશાહ મહંમદશાહ પાસે સલાબતખાન જે ગુજરાતમાં આવ્યો હતો તેની બહાદુરીના ઘણાંજ વખાણ કર્યાં તે સાંભળી ઇ. સ. ૧૭૨૯ માં બાદશાહે તેને રૂબરૂ બોલાવી ઘણાજ માનમરતબાથી તેની મુલાકાત લીધી, ત્યાર પછી ગુજરાતની હકીકત પૂછી તે સલાબતખાને સવિસ્તર કહી સંભળાવી. આ વખતે ગુજરાતની ફોજદારી હૈદર કુલીનખાનને મળી, તેણે અર્જ કરવાથી સલાબતખાનનો હાથ હૈદર કુલીનખાનને સોંપ્યો તથા બાદશાહે ખુશી થઈ સલાબતખાનને કેટલાંક ગામ સાથ જુનાગઢની જાગીરનો પક્કો પરવાનો લખી આપ્યો.

---

## પ્રકરણ ૫ મું.

**આગલું તથા પાછલું–બાબી વંશની ઉત્પત્તિ, બાબીઓનું ભરતખંડમાં આવવું, દીલ્હીશાહ તરફથી તેઓને દરજ્જાઓ મળવા, તથા ગુજરાત તરફ આવી જુનાગઢની જાગીર મળવી; ઇત્યાદી.**

બાબી વંશ સ્થાપનાર.

બાબી વંશનો સ્થાપનાર સૈયદ મહંમદ ઉર્ફે સૈયદ "બાબા" નામનો મૂળ પુરૂષ થયેલો છે, અને તેનો પુત્ર સૈયદ બાબી થયો. આ સૈયદ બાબી "કુશ અબ્દુલ રસીદ" જે અફઘાનીસ્થાનનો મોટો સરદાર ગણાતો હતો તેના દીકરા ગુરગશનનો નબીરો (દીકરીનો દીકરો) હતો. વળી એના વિષે બીજી તરફથી એવું અનુમાન થાય છે કે– હઝરતઅલીની ઓલાદની બાવીશમી પેઢીએ ઉતરેલો પુરૂષ એ સૈયદ બાબી છે, કેમકે મૂળ પુરૂષ આદમથી હઝરતઅલી ૪૯ મો અને સૈયદ બાબી ૭૧ મો છે, એટલે તે હઝરતઅલીથી બાવીશમો થાય.

આ સૈયદ-બાખીને ચાર પુત્રો હતા તેમાં પહેલો પુત્ર મીરજા' (એટલે સૈયદનો વંશ) તેનો પુત્ર હયાતખાં, તેનો પુત્ર ઓસ્માણખાંન, તેનો પુત્ર ઇસ્માઇલખાં, તેનો પુત્ર અબ્દરહીમખાં, તેનો પુત્ર આદીલખાં, અને તેનો પુત્ર ઓસ્માણખાંન થયો.

આદીલખાં તથા ઓસ્માણખાંનનું ભરતખંડમાં આવવું.

આ આદીલખાં તથા ઓસ્માણખાંનને ઇરાનના શાહ તહમાસ્પે દિલ્હીશાહ હુમાયુની ખીજમતમાં રાખી ભરતખંડમાં મોકલ્યા હતા. ઓસ્માણખાંનને એક બહાદુરખાંન નામનો પુત્ર હતો કે જે બહાદુરખાંન શાહજહાંની હજુરમાં હતો.

શાહજહાંને પોતાના ભાઇ પરવિઝની સાથ ભારે લડાઇ થઇ ત્યારે આ બહાદુરખાંનને પોતાના અંગ ઉપર શત્રુના પડતા મારની દરકાર કર્યા શિવાય પાછી પાની નહી કરતાં એક વખાણ કરવા લાયક ફતેહ કરી પોતાના શરીર ઉપર સાત જખમો થયા છતાં પોતાના શાહની બેગમને દુશ્મનના હાથમાં જતાં બચાવી. આ બહાદુરીના કૃત્યથી શાહજહાંએ ખુશી થઇ તેને "શેર" નો ખીતાબ અને ગુજરાત મધ્યે કડી અને થરાદ એ જગોની જાગીર બક્ષીસ કરી.

આ શિવાય બહાદુરખાંને લાહોરમાં દિલ્હીની શહેનશાઇ સત્તાની સામે ઉઠેલું બંડ બેસારી દીધું અને તે તરફનાં ઘણાંએક શહેરો ફતેહ કરી દિલ્હીને તાબે કર્યાં, તેમજ ગુજરાતમાં આવી લૂટારા મેવાસી લોકોને પુરતા જેર કર્યાં; આ ફતેહના બદલામાં તેને બાદશાહ તરફથી "હજારી મનસબ" અને પછી "બે હજારી મનસબ" નો માનભરેલો ઇલકાબ મળ્યો.

બહાદુરખાનનું મર્ણ.

બહાદુરખાંને લાહોર તરફ પોતાના નામથી "બહાદુરપુરા" નામનું નવું પરૂં વસાવ્યું, અને તેજ બહાદુરપુરામાં આ બહાદુર જુવાનની જીંદગીનો અંત આવ્યો.

શેરખાનનું મુરાદબક્ષ પાસે રહેવું.

આ બહાદુરખાનને ચાર પુત્રો હતા; આમાંના શેરખાન નામના ચોથા દીકરાને શાહજહાંએ પોતાના યુવાન શાહજાદા મુરાદબક્ષની હજુરમાં રાખી પહેલવેલો અમદાવાદ મોકલ્યો,

ગુજરાતનો કોળી જાત ઉપર ઉપરીપણું ચલાવનાર દુદા નામ-

દુદા લુટારાનો શેરખાનને હાથે નાશ.

નો પુરૂષ જે આખા ગુજરાતમાં લૂટ કરતો હતો તેની પાછળ પડી શેરખાને ઘણી મહેનતે નાશ કર્યો,

નવાનગર તાલુકો (જે દીલ્હી સત્તાને તાબે હતો) તેનો રાજ્યકર્તા જામ રણમલ ગુજરી ગયો તેના મર્ણ

શેરખાન તથા કુતુબુદીન ખેશગીએ નવાનગર તાબે કર્યું.

પછી તેનો ભાઇ રાયસિંહજીએ રણમલજીના કુંવર સતાજીને ખોટો ઠરાવી નવાનગરની ગાદી પચાવી પાડી; દિલ્હીની તાબેદારી કબુલ નહીં રાખવાથી શેરખાન તથા જુનાગઢના ફોજદાર કુતબુદ્દીન ખેશગીને નવાનગર તાબે કરવા દિલ્હી પાદશાહે મોકલ્યા, તેઓએ જામનો પરાજય કરી દિલ્હી સત્તાને તાબે કર્યો.

આ ફત્તેહભરેલાં પગલાં ઉપરથી શાહે ખુશી થઇ કીર્તિ ભરેલી નોકરીના બદલામાં ૭૦૦ સ્વારોની સર-

શેરખાનને ખેતાબ.

દારી સહિત શેરખાનને "સાત હજારી મનસબનો" માનભરેલો મરતબો આપવામાં આવ્યો હતો.

વળી તેણે બંગાળાના નવાબ દલેલખાન અને આસામના રાજા સામે ચડાઇ કરી ફત્તેહ મેળવી તેમજ તેણે

દિલ્હી તાબાના રાજાઓએ ઉઠાવેલા બંડનો શેરખાંનને હાથે નાશ અને શેરખાંનને "દિવાન"નો ખીતાબ.

માળવામાં આવેલા બેળસાના મેવાસી લોકોએ ઉઠાવેલું બંડ બેસારી દીધું. આ ફત્તેહના બદલામાં બાદશાહે તેને "દિવાન" નો ખીતાબ આપ્યો, પછી તેની વડોદરાની ફોજદારી જગો ઉપર નીમણુંક થઇ તેથી શેરખાંન વડોદરે જઇ ત્યાંના ઘણાએક બંડખોરો જમીનદારોને નરમ કર્યા તેમજ રાજપીપળાનો રાજ્યકર્ત્તા દિલ્હીની તાબેદારોથી સ્વતંત્ર થવા ચહાતો હતો તેને જેર કર્યો; આ કામથી સંતોષ પામી બાદશાહે શેરખાંનને પાટણની જાગીર આપી અને શેરખાન પોતાના પુત્રની સાદી કરવા જતાં સિદ્ધપુરમાં મર્ણ પામ્યો.

આ શેરખાનને ચાર પુત્રો હતા જેમાંનો બીજો પુત્ર જાફર-ખાન દિલ્હી શહેનશાહ ઓરંગજેબ જે ઇ. સ. ૧૬૫૮ માં ગાદીએ બેઠો તેની હજુરમાં હતો.

આ જાફરખાનને તેના બાપની સઘળી જાગીર સાથે સર્વ ખીતાબ કાયમ રાખવામાં આવ્યા હતા.

જાફરખાને ભરૂચ જીતી દિલ્હી તાબે કર્યું અને તેને ખીતાબ મેળવ્યો.

જાફરખાને ગુજરાત મધ્યે આવેલ ભરૂચ શહેર જે તે વખતે "સનતા" નામના રજપુતને તાબે હતું. તે જીતી દિલ્હી તાબે કર્યું, તેથી બાદશાહે તેને "સફ્દરખાન" એટલે લશ્કર તોડનારનો ખીતાબ આપ્યો, જેથી આજ દિવસ સુધી જે જાફરખાનને નામે—ઓળખાતો હતો તે સફ્દરખાનના નામથી ઓળખાવવા લાગ્યો (હવેથી ઇતિહાસમાં પણ તે નામ આવશે). આ સફ્દરદરખાને ધોળપુરી, અમદાવાદ પાસેના છત્રીસપુરા ઉપર બાદ-શાહના હુકમથી અમલદારી ચલાવી. વીરમગામનો મામલો બગડી જવાથી ત્યાંનો બંદોબસ્ત કરવા બાદશાહે કુલ અખત્યાર આપી સફ્-દરખાનને ત્યાં મોકલ્યો તે ત્યાં જઇ કાઠીઓને મજબુત બંદોબસ્તથી તાબે કર્યા.

જામને મદદ.

નવાનગરના જામ તમાચી ઉપર હરદોલ નામના સરદારે ચ-ડાઇ કરી જામને હરાવ્યાથી જામે અમદાવાદના સૂબાની મદદ માગી; આ ઉપરથી સૂબાએ સ-ફ્દરખાનને મોકલ્યો તેણે હરદોલને મારી હઠાવી જામને તેની સત્તા પાછી અપાવી.

સફ્દરખાન ધણા જાદવ સાથે લડતાં તેની હાર.

અમદાવાદ ઉપર મરેઠાઓએ ધના જાદવની સરદારી નીચે ચ-ડાઈ કરી; સફદરખાનની સરદારી નીચે તેની સામે નર્મદા નદીને સામે કાંઠે યુદ્ધ થયું, જે વિષે એવું કહેવામાં આવે છે કે આ લડાઇમાં આ બહાદુર સરદાર ઘણીજ બહાદુરીથી લડયો. જેમાં પોતાના શરીર ઉપર ઘણાજ જખમો થયા; પરન્તુ તેનો ચોથો પુત્ર મહંમદ ઓ-સ્માણખાંન મરાણા પછી મરેઠાને હાથ તે આવ્યો; થોડા વખત કેદ

રાખ્યો પણ પછીથી તેનો યોગ્ય બંદોબસ્ત કરી મરેઠાએ છોડી મૂકયો.

આ બહાદુર સરદારે અમદાવાદ આવી મોજપુર કસ્બાના જમીનદારો ઉપર એકદમ ફત્તેહ મેળવી.

આ સઘળી જયવંત નોકરીના બદલામાં બાદશાહ તરફથી એને જુદે જુદે વખતે બીજાપુર, ઇડર, ઘોઘાબંદર, મોજપુર, ડાકા, મહુવા, વીરપોર અને બાલાસીનોરની જાગીરો ઇનામમાં મળી હતી અને અમદાવાદના કામચલાઉ સૂબાનો અખ્ત્યાર પણ મળ્યો હતો, પોતાના શહેનશાહની આવી નીમકહલાલી નોકરીઓ કર્યા પછી ઇ. સ. ૧૭૨૪ માં મર્ણ પામ્યો.

આ સફદરખાન બાબી વંશનો પ્રખ્યાત પુરૂષ છે, તેને પોતાની ચાલાકીથી અને હુશિયારીથી શહેનશાહ તરફથી માનભરેલા ઇલ્કાબ તથા જાગીર મેળવેલ હતાં તે પોતાની પાછળ પુરતી પ્રજા મેલી મર્ણ પામ્યો. જે બાબી વંશના રાજ્ય કર્ત્તા હાલ કાઠિયાવાડ તથા ગુજરાતમાં મોટી સત્તા ચલાવે છે તે તેની પ્રજાના વંશજો છે.

સફદરખાનનો પુત્ર સલાબતખાન હતો જેને તેના પિતાની હયાતીમાં દિલ્હીશાહ ફરૂખશીયરે ઇ. સ. ૧૭૧૭ માં અમદાવાદનો સૂબો નીમી મહારાણા અજીતસિંહની સરદારી સાથ "પાંચ સદીજાત મનસબ"નો મરતબો આપ્યો હતો અને તેણે વીરમગામની ફોજદારી સ્વતંત્રપણે ચલાવી હતી, તેથી તે પાદશાહ પાસે વખણાતો હતો. ગુજરાતની સૂબેદારી ઉપર રાણો અજીતસિંહ આવ્યા પછી પહેલાંનો સૂબો નવાબ હૈદરકુલીનખાંન દિલ્હીશાહ મહંમદશાહની હજુરમાં ગયો અને તેણે સલાબતખાંનની બહાદુરીનાં ઘણાં વખાણ કર્યાં તેથી પાદશાહે સલાબતખાનને રૂબરૂ બોલાવી ઘણા માન સાથે તેની મુલાકાત લીધી, પછી ગુજરાતની હકીકત પૂછી તે તેણે સવિસ્તર કહી સંભળાવી; આ વખતે ગુજરાતની ફોજદારી હેદરકુલીનખાંનને મળી, તેણે અર્જ કરવાથી સલાબતખાંનનો હાથ હેદરકુલીનખાંનને સોંપ્યો તથા પાદશાહે ખુશી થઇ સલાબતખાંનને કેટલાંક ગામો સાથ જુનાગઢની જાગીરનો પક્કો પરવાનો લખી આપ્યો અને તેની સાથે બાલાસીનોર, વીરમગા-

મ અને ઘોધાની જાગીરોની પણ મજબુતાઇથી ફરી સનંદ આપી.

સલાબતખાંન અમદાવાદ આવી પોતાના કબીલા સાથે બાલા-સીનોર જતાં, પહેલાજ મુકામે એટલે અમદાવાદથી બાર (૧૨) ગાઉ છેટે બેચલ ગામ છે ત્યાં બહાદુરખાંનનો જન્મ થયો.

પહેલેજ મુકામે પુત્રજન્મથી ખુશી થઇ સલાબતખાને ઠરાવ કર્યો કે, "આ સર્વે જાગીર પુત્રના નામથી રાખું છું, અને આજથી જે ફત્તેહ થાય તે તેના નામથી રાખવી." આ સલાબતખાનના વખતથી જુનાગઢની ગાદી બાબી વંશના હાથમાં આવી જેના વંશજો હાલ રાજ્ય કરેછે.

પોરબંદરનો રાણો શીરજોર થઇ જવાથી ગુજરાતના સૂબા શહેરબુલંદખાનની સાથે સલાબતખાને પોતાના યુવાન પુત્ર બહાદુરખાંનને ભેળો લઇ પોરબંદર ઉપર ચડાઇ કરી અને પાછળથી પોતાના ભત્રિજા કમાલુદ્દીનખાનને પણ બોલાવ્યો; આ બન્ને યુવાન ભાઇઓ ( બહાદુરખાન તથા કમાલુદ્દીનખાન ) ધણીજ બહાદુરીથી લડતા હતા. બાદશાહ તરફથી એવું ફરમાન હતું કે જે કીલ્લો પહેલો ફત્તેહ કરે તેંને સોંપવો. આ ઠરાવનો લાભ લેવા બહાદુરખાંએ ધણીજ હીમતથી કીલ્લા ઉપર સીડી માંડી, તોપ, બંદુકો અને તીરોના માર પડતાં છતાં, તે કીલ્લામાં દાખલ થયો, અને માંડવીએ પોતાનું પીળું નિસાન ચડાવી ગાદી હાથ કરી. નવાબ શહેરબુલંદખાંએ બાદશાહની સત્તાથી "શેરખાન" નો ખીતાબ તથા ઠરાવ પ્રમાણે પોરબંદરનો કબજો બહાદુરખાનને સોંપ્યો; પરંતુ રાણાએ વષ્ટિ ચલાવી. બાદશાહ તથા જુનાગઢના નોકર તરીકે રહેવા કબુલ કર્યું તેથી બહાદુરખાંને શેરબુલંદખાને કહી પોરબંદર રાણાને પાછું સોંપ્યું; સલાબતખાનના વખતથી જુનાગઢની જમાબંદી અથવા જોરતલબી લેવી શરૂ થયેલી લાગે છે. આ બહાદુરખાબી સલાબતખાને ઇ. સ. ૧૭૩૧ માં અમદાવાદમાં પોતાના ત્રણ પુત્રને મૂકી દેહ છોડી.

આ ત્રણ યુવાન શાહજાદા માંહેલો પાટવી પુત્ર બહાદુરખાન ઉર્ફે શેરખાન જેને સલાબતખાને પોતાની હયાતીમાં જુનાગઢનો રા-

સલાબતખાનને મળેલી જાગીરોની તેના પુત્રોમાં વેંહેંચણ.

જ્ય કાર્યભાર ચલાવવાની સત્તા સોંપી હતી, તે બહાદુરખાનને સોરઠનો આખો તાલુકો બાલાસીનોર તથા વીરપોરની જાગીર આપી હતી.

બીજા—શાહજાદા દલેલખાનને ધોધાની જાગીર આપી હતી.

ત્રીજા—શાહજાદા શેરજુમાખાનને ડાઠા અને મહુવા આપ્યાં હતાં.

આ બે નાના કુંવરોની જાગીર પાછળથી જતી રહેતાં ઈ. સ. ૧૭૪૫ માં નવાબ બાહાદુરખાંને દલેલખાન તથા શેરજુમાખાનને અડતાલીશ (૪૮) ગામનો બાટવા તાલુકો આપ્યો.

વડોદરૂં બાદશાહી સત્તાને તાબે થયું.

વડોદરાનું રાજ્ય જે દિલ્હી શહેનશાહ સત્તાની નીચે અમદાવાદના સૂબાને સોપ્યું હતું, તેમાં પીલાજી ગાયકવાડે હુલ્લડ કર્યું. તેની સાથે શેરખાને સામા થઇ મોટી લડાઈ કરી અને વડોદરૂં પાદશાહી સત્તાને તાબે કર્યું. આ ફત્તેહના બદલામાં બાદશાહે તેને નવાબનો ઇલ્કાબ આપ્યો. આ ઇલ્કાબ મેળવનાર આ પહેલો બાબી છે તેના વંશજો હાલ પણ એ ઇલ્કાબ ધારણ કરે છે.

શેરખાનને નવાબનો ઇલ્કાબ.

ગાયકવાડનો કેટલોક ભાગ જે અમદાવાદ નીચે હતો તેનો હોદ્દેદાર રંગુજી પંડિત નામે હતો તે અમદાવાદમાંજ રહેતો. વડોદરા બાદશાહી સત્તા નીચેથી મરાઠાના હાથમાં ગયું, તે તક જોઇ રંગુજીએ અમદાવાદ પોતાના તાબામાં કરી લીધું તેથી રંગુજી અને શેરખાંન વચ્ચે નાની લડાઈ થઇ; રંગુજી કેદ પકડાયો અને અમદાવાદ સર કર્યું. કપડવંજનો કીલ્લો દુશ્મનોના હાથમાંથી છોડાવી દિલ્હી શહેનશાહને તાબે કર્યો.

શહેરખાન અને રંગુજી પંડિત વચ્ચે લડાઇ તેમાં શેરખાંનના ફતેહ.

આ બધી નોકરી અને બહાદુરીના સંબંધથી જે માનભરેલા ખીતાબો અને કીમતી જાગીરો મળી હતી જે માટે બાબી વિલાસ, મિરાતે એહમદી, અને રણછોડજી દીવાન કૃત તવારીખમાં સાફ રીતે

પ્રથમના તવારીખ લખનારાઓની ભુલ.

વર્ણન આપ્યાં છતાં પ્રખ્યાત કર્નલ વોકરે પોતાના રીપોર્ટમાં જણાવ્યું છે કે, દિલ્હી તરફથી ઠરેલા નાયબ મીર દોલતઅલીના હાથમાંથી આ શેરખાને સોરઠ દબાવી લીધું હતું; એ વાત ભૂલભરેલી ઠરે છે. તેમજ એક બીજી જબરી ભૂલ કર્નલ વોકરે કરી છે, જેમાં શેરખાંનને સલાબતખાંનનો પુત્ર કરવાને બદલે સામો તેનો બાપ કરી બેસાર્યો છે !!! છેવટ કરતાં રીપોર્ટને કાઠિયાવાડને લગતી હકીકત વિષે વધુ વજન આપવામાં આવે છે, તેમાંજ માત્ર એ ભૂલ થઇ નથી પણ વળી કર્નલ જેકબના રીપોર્ટમાં જણાવ્યું છે કેઃ– "શેરખાંએ ઉપલા નાયબને નસાડી જુનાગઢ દબાવી લીધું હતું." વળી ઇ સ. ૧૮૭૦–૧૮૭૧ ની કાઠિયાવાડ લોકલ ડાયરેકટરીમાં સોરઠનું ટુંક વૃત્તાંત આપતાં જણાવ્યું છે કેઃ– "મોગલી રાજ્યની પડતી દશાના વખતમાં શેરખાંન (બહાદુરખાન) નામના સીપાઇએ મોગલોના નીમેલા હાકેમને કાઢી મેલી નવાબનું નામ ધારણ કરી પોતે સોરઠનું રાજ્ય ચાલવવા લાગ્યો હતો.

આ બધી ભૂલોનું મૂળ કર્નલ વોકરનો રીપોર્ટજ છે, તથા કર્નલ જેકબ અને ડાયરેકટરીનો કર્તા એ બાબત વિષે તેનાજ પગલા ઉપર ચાલ્યા છે. કર્નલ વોકરે એ ખરેખરી ભૂલ કરી છે, એવું ઉપર જણાવેલી ત્રણ ફારસી તવારીખો એકી અવાજે સાબીત કરી આપે છે, અને એ ભૂલ હાલના તવારીખ કર્તાને ભારી ગુંચવણમાં નાંખેછે.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## બાબીવંશી રાજ્યકર્ત્તા.

| | | |
|---|---|---|
| ૧ | બહાદુરખાન પહેલા ઉર્ફે શેરખાન............ | ઈ. સ. ૧૭૪૮—૧૭૫૮ |
| ૨ | મહોબતખાનજી પહેલા...... | ઈ. સ. ૧૭૫૮—૧૭૭૫ |
| ૩ | હામદખાન પહેલા............ | ઈ. સ. ૧૭૭૫—૧૮૧૧ |
| ૪ | બહાદુરખાન બીજા............ | ઇ. સ. ૧૮૧૧—૧૮૪૦ |
| ૫ | હામદખાન બીજા............... | ઇ. સ. ૧૮૪૦—૧૮૫૧ |
| ૬ | મહોબતખાનજી બીજા......... | ઇ. સ. ૧૮૫૧—૧૮૮૨ |
| ૭ | બહાદુરખાનજી ત્રીજા........... | ઇ. સ. ૧૮૮૨—૧૮૯૨ |
| ૮ | રસુલખાનજી................... | ઈ. સ. ૧૮૯૨—— |

શેરખાને પોતાના પિતા તરફથી વારસામાં મળેલી જાગીરનો વહીવટ ઘણીજ તજવીજ અને ચતુરાઇથી ચલાવી જુનાગઢ અને આસપાસના મુલકમાં પોતાની સત્તા દઢ પાયાપર જમાવી. ઇ. સ. ૧૭૪૮ માં પોતાના સરદાર મહંમદખાન નામના પુત્રને વાડાસીનોરની જાગીર આપી પોતે જુનાગઢનો રાજા થઈ ત્યાંજ રહ્યો. જુનાગઢમાં પોતાની સત્તા દઢ કરી પાછો શેરખાન ગુજરાતમાં ગયો, એવામાં વસંતરાય નામના પુરબીઆએ જુનાગઢનો કીલ્લો લીધો પણ દલપતરામ દિવાને તેનો પરાજય કરી કીલ્લો પાછો લીધો. સંવત ૧૮૦૪ ચૈત્રવદી ૭, ઇ. સ. ૧૭૪૮.

વસંતરાય મનસીયા ખાંટને મળ્યો; બન્ને જણાએ ઉપરકોટનો કબજો લઇ આસપાસનો મૂલક લૂટવા માંડયો પરંતુ દલપતરામ દિવાને મહા મુસીબતે ૧૩ માસ પછી કબજો પાછો લીધો. આ વખતે શેરખાન ગુજરાતમાં હતો અને જુનાગઢનો રાજ્યકાર્યભાર લઢીબીબી અને અમનબીબી ચલાવતી હતી.

ઇ. સ. ૧૭૫૦—૫૧ માં દલપતરામ દિવાન મર્ણ પામ્યા પછી આરબોનો કામદાર જગન્નાથ ઝાલો વજનદાર થવા લાગ્યો. શેરખાન

ગુજરાતમાંથી પાછો આવી પોતાના રાજ્યના સઘળા લાભો જેમ જાળવી શકાય તેમ યોગ્ય અને મજબૂત બંદોબસ્ત કરવા લાગ્યો, તેમજ આસપાસના રાજ્યોમાં પોતાના નામનો ભરતબો બેસાડી હાલાર—ગોહેલવાડ, ઝાલાવાડ વગેરે તાલુકા ઉપર જમાબંદી અથવા જોરતલબી લેવી શરૂ કરી.

આરબોનો પગાર ચડી ગયો તે ચુકવવા નવાબ પાસે તે વખ્તે પૈસા નહીં હોવાથી આરબોએ હુલ્લડ ઉઠાવ્યું અને ઉપરકોટનો કબજો લીધો. ઇ. સ. ૧૭૫૪ માં શેરમહંમદ મુબૈદીએ ધોરાજી જાડેજા કુંભોજીને વહેંચી તે પૈસામાંથી આરબોનો પગાર ચુકાવી આપી શહેર બહાર કાઢયા. નવાબ બહાદુરખાન ઉર્ફે શેરખાન ઇ. સ. ૧૭૫૮ માં સંવત ૧૮૧૪ ભાદરવા વદ ૧૦ ને રોજ બહેસ્તનશીબ થયો તેની કબર અથવા મુકરબો હાલ જુનાગઢમાં છે.

જુનાગઢના રાજ્યની ચડતી કળા, તેનું ખીલવું, અને જોરતલબીનો પુરતો દોર આ નવાબના વખતમાં થયો તેથી આ નવાબ જુનાગઢની ગાદી ઉપરના બાબીઓમાં પહેલો નામદાર થયેલ છે.

જુનાગઢના રાજ્યનું સ્વતંત્ર થવું અને મહોબતખાન પહેલાનું ગાદીનશીન થવું. ઇ. સ. ૧૭૫૮.

બહાદુરખાનના મર્ણ પછી તેની પાછળ પાંચ પુત્રો હતા તેમાંનો પાટવી પુત્ર મહોબતખાન પહેલો ગાદી ઉપર બેઠો અને પોતાની દુવાઇ ફેરવી. આ વખત દિલ્હીની સત્તાની પડતી થઇ તેથી હમેશના રીવાજ પ્રમાણે રાજ્યગાદી ઉપર પટ્ટાભિષેક કરતી વખ્તે જે હુકમો મગાવવાની જરૂર હતી તે જરૂર મહોબતખાનને જણાઇ નહીં; આ નવાબના વખતથી દિલ્હી સત્તાથી જુનાગઢનું રાજ્ય સ્વતંત્ર થયું. આ નવાબના વખતમાં ફીતુર, કાવતરાં થવા લાગ્યાં; મહોબતખાનની ફોઈ બીબી સાહીબાસુલતાના પોતાના પૌત્રને ગાદી અપાવવા કાવતરાં કરવા લાગી, બીબી સાહીબા પોતાના કાકાના દીકરા શાહમતખાન સાથે પરણી હતી, તેને જાફરખાન નામે પુત્ર હતો; જાફરખાનને બે દીકરા મુજફ્ફરખાન અને ફતેહખાન હતા. મહોબતખાનને દૂર કરવાના ઇરાદાથી સાહીબાસુલતાનાએ પોતાના જમાદાર સુલેમાન આરબ તથા બીજા સાથે મસલત કરી ઉપરકોટના કીલ્લામાં નવાબને કેદ રાખ્યો અને પોતાના પૌત્ર મુજફ્ફરખાનની દુવાઇ ફેરવી.

આ વખતે ગોંડલના કુંભોજીએ વચમાં પડી મુજફ્ફરખાંન તથા ફતેહખાંનને રાણુપોરની જાગીર આપવાનું ઠરાવી નવાબનો છુટકો કરાવ્યો. આ વખતે નવાબને જામસાહી કોરી ૩૫૦૦૦) ઉછીની આપી કુંભોજીએ ઉપલેટા પરગણું પોતાના નામનું લખાવી લીધું, તથા તે પરગણાની નવાબને આપવાની જમા કોરી ૫૦૦૦) પાંચ હજાર ઠરાવી.

નવાબ પાસે નોકરોને પગાર આપવાને પૈસા નહોતા અને લશ્કરનો પગાર ચડી ગયો હતો તેથી આરબ લોકોએ ઉપરકોટનો કીલ્લો કબજે કર્યો.

બીબી સાહીબાસુલતાનાએ વેરાવળ ઉપર ચડાઇ કરી પરંતુ શેખમિયાં તથા શાહબુદીને તેને હાંકી કાઢી પોતે વેરાવળ કબજે કર્યું.

દેશમાં આવીરીતનું થઇ રહ્યું હતું, એવામાં માંગરોળથી એક અઢાર વર્ષના નાગર તરૂણ વયના ગૃહસ્થે જુનાગઢમાં આવી નવાબ પાસે નોકરી માગી. નવાબે જો વાઘેશ્વરી દરવાજો સર કરે તો નોકરી આપવા વચન આપ્યું, તે તરૂણ ગૃહસ્થે તેમ કરવા કબુલ કર્યું. આ તરૂણ તે પ્રખ્યાત દિવાન અમરજી અમરજી પોતાની સાથે જમાદાર સાલબીન અને કેટલાક આરબો લાવેલ હતો તેથી તે દરવાજો સર કર્યો અને ઉપરકોટ હસ્તગત કરી આરબોને તેમનો અરધો પગાર આપવાનું કબુલ કરી ઉપરકોટ છોડાવ્યો; આથી નવાબે અમરજી તથા સાલબીનને મોટી જગો આપી, પછી નવાબે અમરજીને વેરાવલ ઉપર સ્વારી કરવા મોકલ્યો; અમરજીએ વેરાવળમાંથી શેખમીયાં તથા તથા મલેક શાહબુદીનને નસાડયા.

અમરજી દિવાન.

ઇ. સ. ૧૭૬૪. માંગરોળના શેખમીયાંએ બંડ કર્યું. તેથી અમરજી તે સામે ચડએ તેણે શેખમીયાં સાથે યુદ્ધ કરી સીલ, દીવાસા, મહીયારી, અને જગસરાના કીલ્લા સર કરી માંગરોળ તરફ વધી ત્યાંના કીલ્લા ઉપર તોપ ચલાવી એટલે શેખમીયાંએ પોતાના પ્રગણામાંથી અરધ ગામ આપવા કબુલ કર્યાથી સલાહ થઇ. અમરજી દિવાન ઘણોજ બહાદુર પુરૂષ હતો. અને તેની સત્તા દેશમાં વધતી જોઇ ન-

વાબને તેનો ભય લાગ્યો તેથી અમરજીના શત્રુઓની વાતો સાંભળી નવાબે દિવાન અમરજી ઉપર અદાવત રાખવા માંડી. ઇ. સ. ૧૮૬૭ માં દિવાન અમરજી તથા તેના ભાઇ દુલ્લભજી અને ગોવિંદજીને નવાબે કેદ કર્યા તેમજ જમાદાર સાલમીનને મારી નાંખ્યો. પાંચ માસ પછી અમરજી વગેરે પાસેથી જામસાઇ કોરી ૪૦,૦૦૦) દંડ લઇ છોડયા ત્યારે તેઓ જેતપોર જઇ રહ્યા. થોડી મુદત પછી માંગરોળ વાળા શેખમીયાંએ બંડ કર્યું; આ વખતે નવાબ પોતે ફોજ લઇ ત્યાં ગયો પણ પરાજય પામી પાછા આવવું પડયું તેથી તેણે અમરજી દિવાનને બોલાવ્યા, તેથી માંગરોળવાળાએ લીધેલી લૂટ તથા દંડ આપવો કબુલ કરી સલાહ કરી તેની સાથે જુનાગઢના તાબેદાર તરીકે રહેવા માટે પણ કબુલ કર્યું. થોડા દિવસ પછી સુત્રાપાડાના જમાદાર ચાંદ ઉપર ચડાઇ કરી અને સુત્રાપાડા લઇ લીધું.

ઇ. સ. ૧૭૭૦ માં બાટવાના બાબી શેરજુમાખાંન જે નવાબ મહોબતખાંનજીનો કાકો થતો હતો તેણે જુનાગઢ ઉપર ચડાઇ કરી તેની સામે અમરજી થયો એટલે શેરજુમાખાંન બાટવે જતો રહ્યો. એજ વર્ષમાં ગીરની અંદર દીલખાનીયા નામની જગોમાં બારવટીયા, ચોર અને લુટારા લોકો વસતા હતા તેમના ઉપર જેતપોરના કાઠી કુંપાવાળા અને દિવાન અમરજીએ સ્વારી કરી તેમનો નાશ કર્યો.

મચ્છુકાંઠાના, માળીપાના મીયાણાઓ દેશને લૂટી ખરાબ કરતા હતા તેથી અમરજીએ તેમના ઉપર ચડાઇ કરી તેમનો ભારે દંડ લઇ નરમ પાડયા, પછી અમરજીએ ઉનાના કસ્બાતી લોકોને જીતી ઉના જુનાગઢ તાબે કર્યું, અને બાબરીયા લોકોને તાબે કર્યા. ત્યાર પછી દિવાને માંગરોળ ઉપર હલ્લો કરી ત્યાંના શેખને શર્ણે કરી તેનાં ગામો લઇ લીધાં પણ પાછળથી નોકરીની શરતે માંગરોળ આઠ ગામથી પાછું શેખને આપ્યું. અહીંથી દિવાન અમરજી કુતિયાણા તરફ વધ્યો અને કુતિયાણા તાબે કર્યું.

ગોંડલના કુંભોજીને ઉપલેટા અને ધોરાજી એ બે પ્રગણા જુનાગઢ તરફથી મળ્યાં હતાં, પરંતુ તેને દહેસત હતી કે, અમરજી તેની પાસે રહેવા દેશે નહીં. તેથી નવાબને કુંભોજીએ સમજાવ્યા કે "દિવાન

દીનપર દીન ઘણો વધતો જાય છે તેથી કોઇ વખ્તે તમને દૂર કરી જુનાગઢનું રાજ્ય પોતે લઇ લેશે." નવાબને આ વાત ખરી લાગી અને કુંભોજી અમરજી ઉપર હુમલો કરે તો તેમાં પોતાની ખુશી બતાવી. એક દિવસ અમરજી દિવાન વાળાસીમડી આગળ છાવણી કરી પડ્યો હતો તથા તેની નજદીક મરેઠી લશ્કર પડયું હતું, એવામાં કુંભોજીએ મરેઠાની મદદ લઇ દિવાન ઉપર ઓચિંતો હલ્લો કર્યો, પણ દિવાને તેમને હરાવી પાછા કાઢયા.

નવાબ મહોબતખાંન ૧૬ વર્ષ અને ત્રણ માસ રાજ્ય કરી ઇ. સ. ૧૭૭૫ સંવત ૧૮૩૧ કારતક વદ ૪ ને રોજ મર્ણ પામ્યા. આ વખ્તે દિવાન અમરજી ઓખાના વાઘેરોને તાબે કરવા નવાનગરના જામ જસાજીની મદદે ગયો હતો, ત્યાં તેણે નવાબના મર્ણની ખબર સાંભળી એકદમ જુનાગઢ આવ્યો અને આઠ વર્ષના શાહજાદા હામદખાંનજી પહેલાને ગાદીએ બેસાડયો. મહોબતખાંનના વખતમાં ગાયકવાડની પેશકશી ખંડણી જુનાગઢ ઉપર લાગુ થઇ હતી.

દિવાન અમરજીએ રાજ્યને લગતી જરૂરની ગોઠવણ કરી મુલકગીરી સ્વારી કરી ખંડણી ઉઘરાવી. અમરજી જુનાગઢમાં નહોતો તેવામાં બાટવાના મુખ્ત્યારખાંન તથા એદલખાંને હામદખાંનની મા સુજાન કુંવરબાને પોતાના પક્ષમાં લઇ બંડ કર્યું, પ્રથમ તેણે વંથલીના કસ્બાતીઓને લાંચ આપી કીલ્લો કબજે કર્યો; દિવાને વંથલી તરફ કુચ કરી પરંતુ મુખ્ત્યારખાંન તથા એદલખાંએ મરાઠા સરદાર અણુરાય તથા મહીપતિરાય જે તે વખ્તે ખંડણી ઉઘરાવવા આવ્યા હતા તેને મદદે બોલાવ્યા તેથી અમરજીએ મરેઠા સામે ચડાઇ કરી; અમરજી સામે પોતાનું બળ નહી ફાવવાને લીધે મરેઠા સરદારોએ સલાહ કરી અને ઉઘરાવેલો ખંડણી અમરજીને આપી, તે પછી દિવાને વંથલી તરફ કુચ કરી અને તે સર કરી હાથ કર્યું.

ઇ. સ. ૧૭૭૬–૭૭ માં પેશ્વાઇ સૂબા અમૃતરાવ તથા ગાયકવાડી સુબાઓ સૈન્ય લઇ ખંડણી ઉઘરાવવા આવ્યા. જેતપોર આગળ દિવાન અમરજીનું સૈન્ય તેના સૈન્ય સમીપ આવ્યું અને યુદ્ધ થયું. તેમાં વિજય પરાજય વિષે સંશયયુક્ત હતું. બીજે દિવસે જેતપુરના

વાળા કંથડે તથા ગોંડળના કુંભોજીએ વચ્ચે પડી સમાધાન કર્યું.

મોરબીના ઠાકોર વાઘજીએ વાગડ ઉપર સ્વારી કરવા દિવાન-ની મદદ માગી તેથી અમરજીએ તેની મદદે જઇ રણ માર્ગેથી પળા-સવા તથા કેરીઆનગર હાથ કર્યાં. કચ્છના રાવે તેને નજરાણાં મો-કલ્યાં તેથી તે પાછો ફર્યો.

ઇ. સ. ૧૭૭૭ માં શીયાળાની મોશમમાં ગાયકવાડી સુબા જી-વાજી શ્યામરાજ ખંડણી ઉઘરાવવાને બહાને કાઠિયાવાડમાં આવ્યો. અને અમરેલીમાં છાવણી નાંખી સ્વતંત્ર થવાની ઇચ્છાથી આસપાસ-નો મુલક દબાવવા લાગ્યો તેથી અમરજીએ તેના ઉપર હુમલો કર્યો અ-ને તેને ત્યાંથી કાઢી અમરેલીનો કીલ્લો જુનાગઢને તાબે કર્યો. ઇ. સ. ૧૭૭૮ માં માંગરોળના શેખમીયાંએ બંડ કર્યું પણ પાછળથી શર્ણું થયો. તેજ વર્ષમાં અમરજી દિવાનની સ્ત્રી ખુશાલ બાઇ સંવત ૧૮૩૪ ના જેઠવદી ૧૩ ને રોજ ગુજરી ગઇ. આ વર્ષની આખરે ફતેહસિં-હ ગાયકવાડે જીવાજીનું વેર લેવા મોટું સૈન્ય લઇ પ્રાંત ઉપર ચડાઇ ક-રી; જેતપુર સુધી સૈન્ય આવ્યું દરમિયાન બીજા સુબાઓ વચ્ચે પડી તેને પાછો વાળ્યો.

ઇ. સ. ૧૭૭૯ માં પોરબંદરના રાણા સુલતાનજીએ પોતાના કાર્યભારી પ્રેમજી લુવાણાની ઉશ્કેરણીથી બરડામાં રહી તોફાન કરવા માંડયું; આથી અમરજીએ ચડાઇ કરી પણ રાણાએ હમેશ કરતાં વ-ધારે ખંડણી આપવી કબુલ કરી તેથી દિવાન પાછો ફર્યો તેજ વર્ષ-માં ફત્તેસિંહે ફરીથી સ્વારી કરી પણ નિષ્ફળ ગઇ.

ઇ. સ. ૧૭૮૨ માં ઉના અને દેલવાડાના કસ્બાતી શેખ તા-હીર ઉપર અમરજીએ સ્વારી કરી અને બન્ને પરગણાં જીતી લીધાં. પણ સલાહ રહેવા માટે બે ગામ તેને જાગીરમાં આપ્યાં અને ઉના તથા દેલવાડામાં વસાવડા પ્રભાશંકરને ફોજદાર નીમી દિવાન જુનાગઢ આ-વ્યો ત્યાર પછી બાબરીયાઓને જીતી બાબરીયાવાડ હસ્તગત કર્યો.

ઇ સ. ૧૭૮૪ માં ઝાલાવાડ અને ગોહીલવાડના રાજા પાસે-થી ખંડણી લેવા નવાબ અને દિવાન અમરજીએ સ્વારી કરી ખંડણી લીધી, ત્યાંથી પાછા વળતાં ગોંડલના કુંભોજીએ નવાબસાહેબને એક

રાત મહેમાન રહેવા માટે વિનતિ કરી તેથી નવાબસાહેબ ગોંડલ ગયા. કુંભોજીએ નવાબસાહેબને કહ્યું કે, "તમારો દિવાન જે મહત્વાકાંક્ષી છે, અને તમારા રાજ્યનો કાર્યભાર ચલાવવામાં જુલમ જાસ્તિ વાપરે છે, તેનું જો તમે કાસલ કાઢો તો હું તમને ૩૦૦૦૦૦) જામસાઇ કોરી આપું. આમ કરવામાં તમને સ્વતંત્રતા મળશે તથા જામાથી છુટશો, તેમજ તમારા પોતાના રાજ્યમાં તમારો સંપૂર્ણ અખ્ત્યાર સ્થાપન થશે." જ્યારે નબાબસાહેબે જુનાગઢમાં પ્રવેશ કર્યો ત્યારે દિવાનસાહેબના વિશ્વાસુ વૈષ્ણુવ નાગર ત્રીકમદાસના પુત્ર મનોહરદાસને ઇનામ ઇકરારથી તથા ઉંચી જગો આપવાના વચનથી લલચાવી પોતાની યોગ્યતા બર આણુવાના તેણે ઉપાય લીધા અને મેહેતાબખાન, જુબાખાન ગુજરાતી અને જીવનખાન અફ્ધાનને પોતાના પક્ષમાં લીધા.

આજ દિવસ સુધી દિવાન અમરજીને સૂર્ય પૂર્ણ તપ્યો; એણેજ જુનાગઢના બાબી કુલને ઉત્કૃષ્ટ પદ પ્રાપ્ત કરાવ્યું, અને તેના પ્રતાપથીજ કાઠિયાવાડ ઇલાકામાં તે મુખ્ય ગણાવવા લાગ્યું. જો કદી આ વખતમાં દિવાન અમરજીએ પોતે સોરઠનો રાજા થવા ધાર્યું હોત તો તે પણ વગર હરકતે બની શકત, પણ એક નીમકહલાલ અને વિશ્વાસુ નોકર તરીકે રહ્યો.

અમરજી દિવાન સ્વારીમાંથી હોળીના દિવસોમાં ઘેર આવ્યા ત્યારે તારીખ ૬ માર્ચ સને ૧૭૮૪ એટલે સંવત્ ૧૮૪૦, ફાગણ શુદી ૧૫ ( હોળી ) ને દિવસે સાંજની વેળા નવાબે દિવાનને પોતાના મહેલમાં બોલાવી દાદરની સીડીએ ચડતાં દગાથી કતલ કરાવી મારી નાંખ્યો, અને તેના પુત્રો રૂઘનાથજી, રણુછોડજી તથા દલપતરામ વગેરે બીજા નાગરોને કેદ કર્યા. અને નાગર જ્ઞાતિને રહેવાનો લત્તો જે નાગરવાડો કહેવાય છે, ત્યાં ત્રણ દિવસ સુધી જબરી લુટ કરાવી અને ખાનદાન ગ્રહસ્થોની કીમતી મિલ્કત જપ્ત કરાવી આશરે ૧૦,૦૦૦૦૦, દસ લાખ કોરીની લુટનો કીમતી ખજાનો રાજ્યખજાનામાં ભર્યો. એક માસ પછી જુનાગઢના રાજ્યની આસપાસના જમીનદારો અને ગાયકવાડી સરદાર રૂપાજીએ વચ્ચે પડી દિવાનના પુત્રો તથા નાગરોને કેદમાંથી છોડાવ્યા. દિવાનનું ખુન થયા પછી આસપાસના જમીનદારો-

એ મુલક દબાવવા માંડયો. ભાવનગરના ઠાકોર વખતસિંહજીએ મહુ-વાનું થાણું જીતી લીધું અને લોલીયાણા વગેરે મુલક પણ જીતી લી-ધો. પાછળથી ગાયકવાડ વચ્ચે પડયા, અને કેટલુંક સમાધાન થયું, પણ અંધારૂં સંપૂર્ણ હતું.

ઇ. સ. ૧૭૮૬ માં ગોંડળના કુંભોજીએ નવાબની સત્તા નબ-ળી પાડવા માટે દિવાનના કુટુંબને પોતાને ત્યાં નોકર રહેવા તેડું મો-કલ્યું. આ વખતે જુનાગઢના રાજ્યમાં "મારે તેની તરવાર અને જીતે તેનું રાજ્ય હતું." આરબ અને સિંધી જમાદારોએ સ્વતંત્ર થવા વિચા-ર્યું; સિંધી લોકોની ટોળીએ વંથળી કબજે કર્યું. કરમશાહ અને ગુલ-શાહ જમાદારોએ નવાબનો મહેલ કબજે કર્યો; પણ દગાથી નવાબે ગુલશાહને મારી નાંખ્યો અને કરમશાહ વગેરેને કાઢી મૂક્યા એટલે તેઓ વંથળીના સિંધીના આશ્રય તળે રહ્યા, તેને ખસેડવા નવાબે પો-રબંદરના રાણાના દિવાન લુવાણા પ્રેમજીને બોલાવી તેમના ઉપર ચ-ડાઇ કરી પણ હાર ખાઇ પાછા હઠવું પડયું, ત્યારે નવાબે જાણ્યું કે શૂરવીર અને તદબીરવાન નાગરોની મદદ શિવાય ચાલવાનું નથી, તે-થી દુલભજી તથા રઘુનાથજીને બોલાવ્યા અને તેમને તેમનાં પ્રથમનાં કામ સોંપ્યાં. આ બે નાગરો જુનાગઢ આવ્યા અને બંડખોર લોકો-નો નાશ કર્યો.

આ વખતે ચોરવાડનો જમીનદાર રાયજાદો માળિયા પાસે આ-રબોના હંગામમાં પડયો તેથી તે પોતાનો સગો થાય છે એવું બહાનું કાઢી પોરબંદરના રાણાએ ચોરવાડ લઇ લીધું એટલે નવાબ પોતાના દિવાન રઘુનાથજીને સાથે લઇ ચડયો અને ચોરવાડ તથા વેરાવળ બ-ન્ને પાછાં જીતી લીધાં અને પોરબંદરના રાણા સુલતાનજી પાસેથી ન-જરાણું તથા ભારે દંડ લીધો. ઇ. સ. ૧૭૮૭.

આરબ જમાદારો ઝોબેદી, શાલીઅબ્દુલ્લા, મહંમદ અબુબ-કર, હામદમોહસીન, અને હાંમદ નાસીર તથા તેની સાથે નજીએઓ આરબનો ચડેલો પગાર ચૂકવવા માટે ઘણી વખત ભીડના સમયમાં નવાબ સાહેબના જામીન થયા હતા. આ વખતે નવાબ પગાર ચૂક-વવા અશક્ત હતો તેથી આરબોએ નવાબને રંગમહેલમાં કેદ કર્યો

અને ખોરાક તથા પાણી પહોંચાડવા બંધ કર્યાં; દિવાન રઘુનાથજી-ની દૃષ્ટિ ઉપર ધ્યાન આપ્યું નહીં. એક દિવસે નવાબે લાગ જોઈને અસલતમાં પોતાના કેટલાક પહેરેગીરોને લીધા અને યુક્તિથી રંગમહેલમાંથી નાશી જઈ આસપાસના મુલકોમાંથી ખાંટ અને સિંધીઓને એકઠા કરી તેમની સહાયતાથી આરબોને શહેર બહાર કાઢયા. આ લડાઈમાં ઉત્તમરામ ઘોડાદ્રો નાગર મરાયો. ઈ. સ. ૧૭૮૭ માં ગોંડલના જાડેજા કુંભોજીએ પોતાની ત્રણ લાખ કોરીના લેણા પેટે નવાબ પાસેથી જેતલસર, મેથી, મજેઠી, લાઠ, ભીમોરા, ચાંવરડા, મેરવદર, ખીરસરી ગામો વંશપરંપરા લખાવી લીધાં. ઈ. સ. ૧૭૮૮ માં કુતીઆણા? ... ઘોડના જમીનદાર રાયજાદા ડાગોજીએ પોતાના લશ્કરનો પગાર આપી ન શકવાથી એક લાખ કોરી પેટે કેસોદ પરગણું નવાબ સાહેબને વહેંચી દીધું.

આ ગરબડ ચાલતી હતી તેવામાં દિવાન ગોવિંદજી ઈ. સ. ૧૭૯૦, સંવત્ ૧૮૪૬ મહાશુદ ૧૦ ને રોજ ગુજરી ગયા.

ઈ. સ. ૧૭૯૧ માં દેશમાં મોટો દુકાળ પડયો, તેમાં રોટલાને ખાતર નીચ જ્ઞાતિના હિંદુ, મુસલમાન થયા; મુસલમાન બે ઇમાન થઈ ગયા; ઘાસ, કેસર માફક કીમતી થયું.

ઈ. સ. ૧૭૯૩ માં નવાબે દિવાન રઘુનાથજી તથા તેના ભાઈ મોરારજી તથા પ્રભાશંકર અને દયાલજી વગેરે નાગરોને કેદ કર્યાં; આથી રઘુનાથજીના ભાઈ રણછોડજીએ બંડ ઉઠાવી કોડીનાર તથા પાટણનો કબજો લીધો. છ માસ સુધી કેદ રાખી નવાબે પ્રભાશંકર તથા દયાલજીને મારી નંખાવ્યા અને રઘુનાથજીને તથા મોરારજીને છોડી મૂકયા. રણછોડજી નવાનગર ગયો ત્યાં તેને જામ જસાજી તરફથી પડધરી અને આટકોટ જાગીરમાં મળ્યાં. દિવાન અમરજીનો ભાઈ ભાવનગર ગયો, ત્યાં તેને ચાર ગામ જાગીરમાં મળ્યાં.

નવાબસાહેબે કલ્યાણશેઠ અને ગુજરાતી નાગર માધવરાયને દિવાનગીરી આપી. ઈ. સ. ૧૭૯૪ માં ભાવનગર દરબાર વખતસિંહજીએ ચીતલમાંથી જુનાગઢનું થાણું ઉઠાડી પોતાનું થાણું રાખ્યું. થોડા

દિવસ પછી કલ્યાણશેઠ અને માધવરાય વચ્ચે અણબનાવ થયો. કલ્યાણશેઠે સૈયદ ગુલામ મમુદીનના ઘરમાં આશ્રય લીધો. માધવરાયે આહંમદકોર, શેખસૈયદ, નાસીરયેમાની અને મુસા મુહારીઝની મદદથી જુનાગઢ છોડી વંથલી હાથ કર્યું. આથી નવાબે રઘુનાથજીની મદદ માગી તેથી તેણે પોતાના ભાઇ રણછોડજીને મોકલ્યો; રણછોડજીએ વંથલી હાથ કરી માધવરાયને નસાડયો.

ઇ. સ. ૧૭૯૫ ના જુન માસમાં સંવત્ ૧૮૫૧ ના જેઠ વદી ૧૨ ને રોજ રાણી રાજકુંવરબાને પેટે બહાદુરખાનજીનો જન્મ થયો. ઇ. સ. ૧૭૯૬ માં કુંડલા, અને રાજુલા પરગણાં ભાવનગર દરબારે જીતી લીધાં.

ઇ. સ. ૧૭૯૮ માં ગાયકવાડી ફોજ લઇ જમાદાર અમીન સાહેબ પોતાના બાપ હામીદખાંનને માર્યાનું વેર લેવાને જુનાગઢ ઉપર ચડી આવ્યો, અને તેણે ખંડણી લીધી. થોડા દિવસ પછી કાઠી સરદારો અને બાટવાના બાબી મુખ્ત્યારખાંનને મળી જુનાગઢનો મુલક લૂંટવા માંડયો; આ વખ્તે નવાબ સાહેબને નવાનગર તથા પોરબંદરની મદદ મળી તેથી તેઓને હરાવ્યા.

ઇ. સ. ૧૮૦૭ માં વડોદરાના રેસીડેન્ટ કર્નલ વૉકર અને ગાયકવાડના દિવાન બાબાજી આપાજી કાઠિયાવાડના રાજા પાસેની ખંડણીનો આંકડો મુકરર કરવા માટે આવ્યા. તેણે કાઠિયાવાડ ઇલાકામાં ફરી ખંડણીના આંકડા મુકરર કર્યા. આ વખ્તે જુનાગઢની જોરતલબીનો જે હક કાઠિયાવાડ ઇલાકાના જે રાજા ઉપર હતો તે બદલ આંકડા પણ મુકરર થયા.

આંચિયા ચોરોનો બંદોબસ્ત ઇ. સ. ૧૮૦૮

ઇ. સ. ૧૮૦૮ ના જાનેવારી માસમાં નામદાર ઇસ્ટઇન્ડિયા કંપની સરકારે જુનાગઢની સત્તામાં ચાંચીયા ચોરોને આશ્રય નહી આપવા તેમજ ભાગેલા વહાણો ઉપર પોતાનો હક નહીં લાગુ પાડવા પરસ્પર લખાણથી બંદોબસ્ત કર્યો.*

---

* મુંબઇ ગ્રંથમાળા નંબર ૯૭ વાળા દસ્તાવેજની નકલ—

ઇ. સ. ૧૮૧૧, સંવત ૧૮૬૭ ફાગણ સુદી ૪ તે રોજ નવાબ હામદખાંન ૩૬ વર્ષ તથા ૩ માસ, અને ૧૫ દિવસ રાજ્ય કરી મર્ણ પામ્યો. નવાબ હામદખાંન બુદ્ધિવાન, મિષ્ટવાદી અને એકવચની હતો પરંતુ સમયને અનુસરીને ચળ પ્રકૃતિનો, શિઘ્ર કોપી, અને કામમાં થંડાઇવાળો હતો.

---

આયંદેથી દરીઆઈ લુટ અને ભાગેલાં વહાણુ સંબંધી તમામ હક છોડી દેવા બાબત હામદખાંન બહાદુરે કરી આપેલ ઠરાવ—

સઘળાઓને ઝાહેરખબર આપવામાં આવેછે કે, હું હામદખાન બહાદુર બાબી રીહવી શાહ આલમ ગાઝી શહેર જુનાગઢના નવાબ ઑનરેબલ કંપનીના માન અને દોસ્તીની તસલ્લી કરવા ખાતર મારી અને ઑનરેબલ કંપની તરફથી મેજર આલેકઝાંડર વૉકર રેસીડેન્ટ વચ્ચે થયેલી કલમબંધીનો ઠરાવ પાળવા મારે અને મારા વંશ વારસો માટે બંધાએલો છું. તે ઠરાવ.

## કલમ ૧ લી.

જે માણુસ ખુશકી રસ્તે મુસાફરી અગર વ્યાપાર કરે છે તેનું રક્ષણુ કરવાની અને જે માણુસ તરી રસ્તે મુસાફરી અગર વ્યાપાર કરે છે તેનું રક્ષણુ કરવાની એક સરખી ફરજને લીધે હું હામદખાંન બાહાદુર મારી અને મારા વંશ વારસોની તરફથી દસ્તાવેજ કરૂંછઉં કે મારા તાબામાં રહેનારો અગર મારી હકુમત તળેનું કોઇ પણુ માણુસ દરીયાઈ લુટનો ધંધો કરશે તેહને મારી તરફથી ઉત્તેજન આપવા કે તે વિશે ચસમપોસી કરવામાં આવશે નહીં, તેમજ આવા ધંધા કરનારને મારા બંદરમાં આશ્રય કે મદદ મળશે નહીં કોઈ જમીનદાર અમારી સરકાર સામે બલવો ઉઠાવી બીજા પ્રાંતમાં રહીને મારા પ્રગણામાં આવી કોઇને લુટશે તો હું તેહેની રહેવાની જગો બતાવી આપીશ. હું હામદખાન બહાદુર દસ્તાવેજ કરી આપુ છઉં કે, મારે તુફાન ખાઈ આવેલ વહાણોને બનતી મદદ આપવી છે, ને તેમાંના કમનસીબ ઉતારૂના દુખમાં વધારો કરવાની ચાલ છોડી દેવી છે. ભાગેલાં વહાંણુનો માલીક હાજર થયે પોતાનો હક સાબીત્ત કરી આપેથી હું તે ઉપરથી મારો તમામ દાવો છોડી દઇશ.

## કલમ ૨ જી.

ઑનરેબલ કંપનીનાં વહાણુ અને રઇયતને છુટથી વ્યાપાર ધંધો કરવા સારૂ આવવા અમારા બંદરમાં પરવાનગી છે. અમારા તાબાના વ્યાપા-

નવાબ હામદખાંનના મર્ણું સમયે તેની રાણી રાજકુંવર અને કુંવર બહાદુરખાંન પાટણમાં હતાં. તેઓને જમાદાર ઉમરમુખાસન, આજમ એગચેલા કહાનદાસ વૈષ્ણવ, મુગટરામ બક્ષી, જીણા મેહેતા વગેરેએ જુનાગઢ બોલાવી સંવત્ ૧૮૬૭ ફાગણ સુદી ૮ ને રોજ તખ્તનશીન કર્યો. ઇ. સ. ૧૮૧૧. આ વખ્તે તેની ઉમર ૧૬ વર્ષની હતી.

ઇ. સ. ૧૮૧૨ માં ઇંગ્રેજી અને ગાયકવાડી લશ્કરે બહાદુરખાંનજી બીજા ગાદીએ બેઠા તે બાબત નજરાણું લીધું. આરંભમાં અમરજી દિવાનના મોટા પુત્ર રઘુનાથજી દિવાનને કુતિયાણેથી બોલાવી રાજ્યકાર્યભાર સોંપ્યો પણ એ કાર્યભાર એક વર્ષ ન ચાલ્યો એટલામાં પ્રથમથીજ શીરજોર થયેલા ઉમરમુખાસન નામના આરબ જમદારે રાજ્ય કાર્યભારની લગામ પોતાને હાથ લીધી. પણ તેણે તમામ ફોજખાતું હસ્તગત કરી નવાબની સત્તા અને રાજ્યની મહેસુલને પણ પોતાને હાથ કરી.

ઇ. સ. ૧૮૧૩ માં ધુમકેતુ દેખાયો પછી વર્ષાદ ઓછો પડવાથી પ્રાંતમાં દુકાળ પડયો જેને લોકો "ઓગણોતરો કાળ" કહેછે આવી રીતે રાજ્યની અવ્યવસ્થા થવાથી ઉમરમુખાસને પોતાની સત્તા મજબૂત કરવા કોડીનાર પ્રગણામાં જુનાગઢ સરકારનો જે અરધ ભાગ હતો તે ગાયકવાડ સરકારના માણુસ વિઠ્ઠલરાવ દેવાજી સાથે વાતચીત કરી ગાયકવાડ સરકારને પોતાનો વસીલો ધારી આપી દીધો. તેજ વખ્તે અમરેલી પ્રગણામાં જુનાગઢનો જે ત્રીજો ભાગ હતો તે તથા ધારી,

---

રીઓને ઑનરેબલ કંપનીના બંદરોમાં જઈ ઉપર મુજબ વ્યાપાર કરવા રજા મળવી જોઈએ. મારી અને ઑનરેબલ કંપનીની વચ્ચે કોઇ પણ તકરારનું કારણ ન રહે માટે આ કલમબંદી મુજબ કબુલ કરૂં છઊં. (તારીખ નથી).

| હામદખાન<br>બહાદુરની<br>મોહોર |
|---|

ધાતરવડ, સિંધાનગર અને દામનગર એ પંચમહાલની જુનાગઢ સરકારની સત્તા પણ દબાવી લીધી.

ઇ. સ. ૧૮૧૪ માં મહામારીનો રોગ ચાલ્યો જેઓ દુકાળમાં જીવતા રહ્યા હતા તેઓ આ રોગના ભોગી થયા. દરેક ઘરમાંથી શોક અને દિલગીરીનાં પોકરાણ નીકળતાં અને બબે ત્રણ ત્રણ દિવસ સુધી બજારના ચોકમાં ઘણાં મૂડદાં રઝળતાં હતાં. એજ વર્ષમાં દિવાન અમરજીના પુત્ર દિવાન દલપતરામ માગશર શુદી ૬ ને રોજ ગુજરી ગયા.

ઇ. સ. ૧૮૧૬ માં જમાદાર ઉમરમુખાસને નવાબને પકડી કેદ કરવાની કોશીશ કરી પણ નવાબના નીમકહલાલ ખીજમતગાર જમાદાર સાલીમ અને હસને બચાવ્યા, અને જમાદારને મહેલમાંથી નસાડયો. ઉમર મુખાસન પોતાના ઘરમાં રહી નવાબને ભય બતાવવા લાગ્યો. આથી નવાબે રઘુનાથજી દિવાનની સલાહ તથા મદદ માગી, દિવાન રઘુનાથજીએ પોતાના ભાઇ રણછોડજીને બ્રીટીશ સરકારની મદદ માગવા મોકલ્યો. આથી ઇ. સ. ૧૮૧૬ માં કેપ્ટન બેલેનટાઇને કાઠિયાવાડ ખાતાના સૈન્યાધિપતિ આસ્ટન સાહેબને લઇ જુનાગઢ આવ્યા. આસ્ટન સાહેબ સૈન્ય તથા બે તોપો લઇ જમાદાર ઉમરને હાંકી કાઢવા શહેરમાં દાખલ થયો, અને જમાદારને ઉઘાડે પગે શહેરમાંથી સમાધાની સાથે હાંકી કાઢયો; થોડા વખત પછી બેલેન્ટાઇન સાહેબે જમાદારોનું નીચે પ્રમાણે સમાધાન કર્યું.

જમાદાર ઉમરને ટીંબડી અને પીપળીયા ગામ આપ્યાં અને ૧૫૦૦૦૦, દોઢલાખ જામસાઇ કોરી મળવાના હફતા કરી આપ્યા. હસન અબુબકરને ૪૦૦૦૦) ચાલીસ હજાર જામસાઇ કોરી આપી. જમાદાર સાલીમ હામીદને સાંગાવાડા ગામ આપ્યું. આથી જમાદારોએ નવાબસાહેબ પાસે કંઇ લેણું રહ્યું નથી એવી મતલબની ફારકતી આપી. જુનાગઢની દિવાનગીરી બેલેન્ટાઇન સાહેબના વચ્ચે પડવાથી દિવાન રઘુનાથજીને ફરીને મળી.

આ મદદના બદલામાં બ્રિટીશ સરકારને સંવત્ ૧૮૭૨ ના વૈશાક વદી ૫, તારીખ ૨ જુન સને ૧૮૧૬ ને રોજ નવાબ સાહેબે એક પત્ર લખ્યો, જેમાં દોસ્તીના નાતાથી ધંધુકા, રાણુપોર, ઘોઘા જે

તે વખતે કંપની સરકારના તાબામાં હતાં. તે ઉપર જુનાગઢની જોરતલબી હતી તે છોડી દેવાનું લખેલું હતું, અને એવીજ રીતે ધોલેરા ઉપરની જોરતલબી હતી તે પણ સરકારની માગણીથી સંવત ૧૮૭૩ ઇ. સ. ૧૮૧૭ તારીખ ૭ એપ્રીલને રોજ ઉપરના કાગળના વધારા તરીકે લખેલા જુદા કાગળથી છોડી દીધી.*

ઉમરમુખાસનને કાઢયા બાદ રઘુનાથજી દિવાનનો કારભાર એક વર્ષ ચાલ્યા પછી સંવત ૧૮૭૩, ઈ. સ. ૧૮૧૭ ની આખરીમાં સુંદરજી ક્ષત્રી જે મહત્વાકાંક્ષા રાખતો હતો તેણે નવાબ સાહેબના મનમાં એમ ઉતાર્યું કે "હું તમને ધોરાજી, ઉપલેટા, અને માંગરોળ-

---

* મુંબઇ ગ્રંથમાળા નંબર ૯૫ વાળા દસ્તાવેજની નકલઃ—જુનાગઢના નવાબ શ્રી બહાદુરખાન બાબીએ ઑનરેબલ ઇંગ્લિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીને લખેલો બીજા દસ્તાવેજની સાથ ટાંકેલ કાગલ, જત જમાદાર ઉમર અને બીજી આરબ સીબંદીએ માથું ઉપાડયાથી મેં સરકારને અરજ કરી તે ઉપરથી લશ્કર મોકલ્યું ને કપતાન બેલેનટાઈને ધાર્યા પ્રમાણે ઘણી સારી રીતે બંદોબસ્ત કરી આપ્યો તેથી હું મારી ખુશીથી સરકાર સાથ નીચે લખી કલમબંદી મુજબ કેટલા એકરારો કરૂં છઉં.

### કલમ ૧ લી.

સરકારનું લશ્કર મારી મદદે આવતાં હરેક તરેહથી મારી મરજી માફક મનગમતો બંદોબસ્ત કરી આપ્યો ને લશ્કરના ખર્ચ બાબત શું રકમ આપવી તે વિષે કપતાન બેલેનટાઈન ગવર્નર કૌનસિલને લખશે માટે સરકાર હુકમ મુજબ વાજબી રીતે જે રકમ ઠરાવવામાં આવશે તે હું આપીશ.

### કલમ ૨ જી.

સંવત્ ૧૮૭૩, ઇ. સ. ૧૮૧૬-૧૭ ની શરૂઆતથી મારી મુલકગીરીની વસુલાત ઑનરેબલ કંપની તરફથી કપતાન બેલેનટાઈન કરશે તેમાંથી ઉપર કહી લશ્કર ખર્ચની રકમ ઠરેલા કાંધા પ્રમાણે મુજરે થાશે.

### કલમ ૩ જી.

દર વર્ષે મારી મુલકગીરીની વસુલાત (જોરતલબીનું ઉઘરાણું) હમેશાં ઑનરેબલ કંપની કરે તે વખત તે કામમાં મારા વકીલને હાજર રાખવો, જરૂર પડે મારો સરકાર તરફથી લશ્કર પુરૂં પાડવામાં આવશે,

ના કીધા પાછા મેળવી આપું અને બાલાસીનોરની જાગીર પાછી પ્રાપ્ત કરાવું." આ રીતે નવાબ સાહેબને પોતાના પક્ષમાં ખેંચી લઈ દિવાન રઘુનાથજી ઉપરથી પ્રીતિ ઓછી કરાવી.

દિવાન રઘુનાજી તરફના મુત્સદીઓ સુંદરજી ક્ષત્રીના કાર્યભાર સંબંધમાં આડા આવતા હતા તેને ખસેડવાના હેતુથી લેખ.

## કલમ ૪ થી.

ઑનરેબલ કંપનીના તાબાનાં ધંધુકા, રાણુપોર, અને ઘોઘા પ્રગણાં વગેરેમાં જ્યારથી તેઓ સરકારના તાબામાં આવ્યાં છે ત્યારથી તે ઉપર મારી સરકારની વાર્ષીક જમેછે તે દોસ્તી ખાતર તે તારીખથી ચલ્લુ આ લખતથી રદ કરૂં છઉં.

## કલમ ૫ મી.

એજનસીના ખર્ચ માટે દરસાલ એક લાખ કોરી હમેશાં આપવી છે. તે પેટે જેતપોર, જેમાં મારે બલોચ સાથે ભાગ છે તે રહેવાની જગો તરીકે તથા એ પરગણાનાં નીચે લખેલાં દસ ગામોમાંની મારા ભાગની મારા કરેલા વહીવટ મુજબ ખાસ પેદાશ એકંદર અને જુદી જુદી ચલ્લુને માટે આપુંછું. માટે તમો હમણાં સુધી મારા કરેલા વહિવટ મુજબ દર વર્ષ ૩૭૦૦૦ કોરી ઉપર મુજબ તમોને આપું છઉં, તે જમે કરશો. વળી ૧૦૦૦૦૦) કોરીની રકમ પુરી કરતાં ૬૩૦૦૦) બાકી રહે તે મારી મુલકગીરી જમામાંથી દર વર્ષે વસુલ કરવી.

નીચે લખ્યાં જેતપોર તાબાનાં દસ ગામોની વિગત.
મારે અને જેતપોરના બન્ને બલોચ મજમુંના ગામો,

૧. સમઢીયાળાનો........................અરધ ભાગ.
૨. અકાળું..............................અરધ ભાગ.
૩. ડેડરવું..............................અરધ ભાગ.
૪. ખીરસરૂં.............................અરધ ભાગ.
૫. સાંકળી..............................અરધ ભાગ.
૬. મોહોનપોર...........................અરધ ભાગ.
૭. દેરડી...............................અરધ ભાગ.
૮. સરદારપોર............................અરધ ભાગ.
૯. પીપળીયું............................અરધ ભાગ.
૧૦. ગુંદાળા..........................બલોચનાબન્ને ભાગ.

અમરજીના એલેન્ટાઇન પાસે નજરાણો લઇ ગયો. એલેન્ટાઇન પોતાના અખત્યારમાંના દરેક સાધનથી સુંદરજીનું શ્રેય કરવા ઉત્કંઠીત હતો. તેણે જુના નોકરોને દૂર કરવા સંબંધી હા પાડી. નવાબે અમરજી રૂદ્રજી ઝાલા અને મુલચંદ હેમતરામને કેદમાં નાંખ્યા. આ ઉપરથી શ્રીત્રિનેત્ર મહાદેવના સન્યાસીઓ, જુનાગઢના સૈયદો તથા

---

## કલમ ૬ ઠ્ઠી.

હમણાં સુધી જે આરબો હતા તેને પાછા નોકરીમાં રાખવા નથી, પણ જ્યારે જમાદાર ઉમરે શિરજોરી કરેલ ત્યારે જમાદાર ઈચ્છાએ અમારી ઘણીજ ચાકરી કરી છે, પણ હાલમાં એ વાત ઉપર સરકારનું ખાસ મન છે, તો એ જમાદારને બાર મહિનાની અંદર રજા આપવામાં આવશે તે દરમીયાન આરબ કંઇ ચુક કરશે તેનો જવાબ મારે શિરછે.

## કલમ ૭ મી.

ઉપર મુજબ કંપની સરકાર સાથે ઠરાવ કરવામાં આવતાં તે પ્રમાણે ચલાવવા અને આ દોસ્તીનો સંબંધ આખર સુધી નભે માટે મેં અને કપ્તાન બેલેટનટાઇને એક બીજાને ખાત્રી તસલ્લી કરીછે.

સંવત ૧૮૭૨, ઈ. સ. ૧૮૧૬–૧૭, વૈશાક (મે) સુદી ૫, તારીખ ૪, જમાદીઅલ સાની સન ૧૨૩૧ હીજરી.

ઑનરેબલ કંપનીને અમુક જમાની રકમ આપી દીધા બાબત જુનાગઢ તરફથી સનંદ.

| |
|---|
| જુનાગઢના<br>નવાબની<br>મોટી મોહોર. |

તારીખ ૨ જી મે, સન ૧૮૧૬ ને રોજ સરકારને મેં અગાઉ દસ્તાવેજ કરી આપ્યું છે જેની ૪ થી કલમમાં હું ધંધુકા, રાણપોર, અને ઘોઘામાંથી દસ વર્ષ જે જમાબંધી ઉઘરાવતો તે જમાબંધી સરકારને મેં દોસ્તીની રાહે ચલવૂ માટે જે તારીખથી એ પરગણાં સરકારની હકુમત

કલાલો જે તેઓના બાંદર હતા તેઓ શહેરમાંથી બહાર આવ્યા અને મનામણે રહ્યા. નવાબ સાહેબે તેમનું સમાધાન કરવા શેખ અબદુલ્લાહ, મિયાં અબ્દુલકાદર, ઝીણા મહેતા અને મુગટરામ બક્ષિને મોકલ્યા પણ તેઓએ માન્યું નહીં તેથી શ્રીમતખાંન બાબી, જમાલખાન બલોચી વગેરેને એકસો હથીયારબંધ માણસો આપી તેઓને મારી નાંખવા મોકલ્યા. સૈયદોએ પાવળીયા કરતાં કાકરા થાય તે વધારે સારા, અર્થાત્ આબરૂ કરતાં દેહ વધારે વહાલી ગણી તેથી સૈયદો બચ્યા અને કલાલો તથા સન્યાસીઓ કતલ થયા.

ઈ. સ. ૧૮૧૯, સંવત ૧૮૭૫ ના જેઠ વદી ૯ ની સાંજરે એવો ધરતી કંપ થયો કે મોટાં મોટાં મકાનો પડી ગયાં, પૃથ્વીની સપાટી ફાટી અને અંદરથી ખળખળ પાણી બહાર નીકળી આવ્યું, ઘણાં માણસો દટાઇ મુવાં, એજ સાલમાં આસો સુદી ૧૦ ને રોજ દિવાન રઘુનાથજી કૈલાસવાસી થયા. રતનસી તથા હંસરાજ જેઠા ક્ષત્રીએ જમાદાર ઉમરને હાંકી કાઢવામાં મદદ આપી હતી તેથી કાઠિઆવાડના કુલ મુલકની ૧૦ વર્ષની ચડેલી જમાની ઉઘરાત કરવાનું કામ તેમને સોંપ્યું. સુંદરજી કાર્યભારીએ સ. ૧૮૨૦ માં દિવાનસાઇ કોરીની તંગી પડવાથી કોરી પાડવાની ટંકશાળ ચાલુ કરી, જે કોરીમાં હીજરી સન, તેની તળે જરબે જુનાગઢ, એટલે જુનાગઢની ટંક-

---

તળે આવ્યાં ત્યારથી આપી છે, ને તે બાબત કપ્તાન બાલેનટાઇન મારફત એક દસ્તાવેજ કરવામાં આવ્યું છે; પણ તેમાં ઘોલેરા લખ્યું નથી તે ગામ ઉપરની જમા સરકારની મરજી મુજબ એ અમલદારની ભલામણથી હાલમાં હું છોડી દઉં છું.

સંવત ૧૮૭૨ ના ચૈત્ર વદ ૧૨ તા. ૧૪ એપ્રીલ સને ૧૮૧૭.

| |
|---|
| નવાબની<br>નાની<br>મોહોર છે. |

H

**ઝાળ તથા તરવારનો આકાર, અને બીજી બાજુએ નવાબનું નામ એટલું ઉરદુમાં હોય છે, અને સંવત્ તથા શ્રીદીવાન ગુજરાતીમાં હોય છે.**

આ સાલમાં કચ્છના રાવ રાયધણની દીકરી અને ભૂજના રાજા રાવસાહેબ ભારમલજીની બેહેન કેશરબાઇ સાથે નવાબ સાહેબે સાદી કરી.

બાવા વાળા નામનો બળવંત કાઠી ગરાશીયો બારવટે નીકળ્યો, ઇ. સ. ૧૮૨૦. તેણે હિંદુસ્થાનની દરીયાઇ ફોજના એક ઇંગ્રેજ કેપ્ટાન મી. ગ્રાંન્ટને પકડી અઢી માસ કેદ રાખ્યો હતો.* તેને છોડવવા

---

* કેપ્ટાન ગ્રાન્ટ સાહેબને કેદ કર્યા તે બાબત તેના હાથનું લખેલું વૃત્તાંત અમો નીચે આપીએ છીએ.

" હિંદુસ્તાન અને અરબસ્તાનના ચાંચીયા લોકો જે કાઠિઆવાડ અને કચ્છના કિનારા ઉપર ઉપદ્રવ કરતા હતા તેને દાબી દેવા માટે સેનાખાસખેલ ગાયકવાડ સરકારે દરિયાઈ લશ્કર સ્થાપ્યું હતું. તેનું અધિપત્ય ધારણ કરવાને વડોદરાના રેસીડેન્ટ કેપ્ટાન કારનોકની માગણી ઉપરથી મુંબઈ સરકારે ઇ. સ ૧૮૧૩ માં મને નીમ્યો. અમે કેટલાકને પકડી મારી નાંખ્યા; અને ઈ. સ. ૧૮૨૦ માં તેઓ એટલાતો નિર્બળ થઇ ગયા કે—ગાયકવાડને આ ખાતું નહીં રાખવાની જરૂર જણાયેથી તેણે કાઢી નાખ્યું, ત્યારે મને એવો હુકમ લખી મોકલ્યો કે—તમારે વેલન બંદર અગર દીવ ભૂશિરનું સ્થાનક છોડી જમીન રસ્તે અમરેલી જવું અને ત્યાં ગાયકવાડના તથા કાઠિયાવાડના સર સુબાને તમારા વહાણનો ચાર્જ સોંપવો. રસ્તામાં મારા ઉપર એક કાઠી બારવટીઆ, નામે બાવા વાળો તેણે પાંત્રીશ ઘોડેસવારો સાથે હુમલો કર્યો. મારા ખાસદારને જીવથી માર્યો; મારી પાસે માત્ર કુમચી હતી તેથી હું પોતે સામો થઈ શક્યો નહીં. "

" પ્રથમ જ્યારે અમે ભેટંભેટા થયા ત્યારે બાવા વાળાએ મને કહ્યું કે મારા કામ સંબંધમાં તમારી સલ્લાહ લેવાની છે, અને આ બહાનું બતાવીને તેણે મને ઘોડેથી હતરાવ્યો, મારા માણસોને પરાધિન કર્યાં એટલે મને ઘોડા ઉપર બેસીને તેની ટોળી સાથે જવાની જરૂર થઈ. તેઓ મને ગીર નામના મોટા જંગલમાં લઇ ગયા, જ્યાં તેઓએ મને બે માસ અને સત્તર દિવસ એક પહાડની ટોચ ઉપર કેદી કરી રાખ્યો. આ સઘળો

નવાબસાહેબને પોલીટીકલ એજંટ કપ્ટાન બેલેન્ટાઇને ભલામણ કરી તેથી નવાબ સાહેબે પોતાના મુલકમાંનો વિસાવદર પરગણાનો ભાગ તે કાઠીને આપી મી. ગ્રાન્ટનો છુટકો કરાવ્યો હતો.

આ કાર્યભારીના વખતમાં ઈ. સ. ૧૮૨૧ માં જુનાગઢ સાહે·

---

" સમય બે હથિઆર બંધ માણસો મારા ઉપર નાગી તરવાર લઈને ચો-
" કી રાખતા હતા. દિવસ રાત વરસાદથી ભીંજાએલી બેખડમાં હું સુતો, તે
" મા અપવાદમા માત્ર બે રાત્રિ હતી. આ બે રાત્રિ અમોએ દોસ્તીવાળા
" ગામમા ગુજારી ત્યાં જવા મને તે ટોળી ફરજ પાડી લઇ ગઈ. આ ફેરા-
" માં પ્રસંગોપાત્ મને ઘોડા ઉપર સ્વાર થવા દેતા, પરંતુ તે હરવખત
" એક જોરાવર ટોળી મને વીટી વળતી તેથી નાશી જવાની કોઈ પણ કો-
" શીશ કરવી એ મારે માટે અશક્ય હતું. એક ગામ જે બાવાવાળાને અનુ-
" કુળ હતું, તેમા સ્ત્રીઓએ મારો પક્ષ ખેંચ્યો, અને મારી સાથે ઘાતકી
" વર્તણુક ચલવવા માટે તેને તથા તેના માણસોને ઠપકો આપ્યો. પ્રતિ-
" કુળ ગામડાં પ્રત્યે તે ટોળીનો એવો રીવાજ હતો કે દરવાજા સુધી ઘોડે
" બેસીને જવું અને નાનાં બાળકો રમતાં હોય તેનાં માથાં કાપી લેવાં અને
" પછી પોતાના ગર્વિત પરાક્રમ માટે હરખાતા અને હસતાં ચાલ્યાં જવું.
" દિવસનો ખુનનો ફેરો કરીને પોતાના મુકામપર આવતા, ત્યારે મેં આટ-
" લાંને માર્યા એમ જુવાન કાઠીઓ મગરૂરી કરતા, અને એક દિવસ તો
" મેં ઘરડા કાઠીઓને તેમને એમ ચોક્સીથી સવાલ કરતાં સાંભળ્યા કે
" તમારી ખાત્રી છે કે, તમે તમારા બલીદાનને માર્યા છે?" તેઓએ જવાબ
" આપ્યો કે—"હા ! અમે અમારી બરછીને તેના શરીર સોંસરી નીકળેલી
" જોઇ અને અમારી ખાત્રી થઇ છે કે, તેઓ મરી ગયા." એક વૃદ્ધ કાઠીએ
" ટીકા કરી કે—" ભાઈ ! બીજા કોઈ પ્રાણી કરતાં માણસને જીવથી મારવું,
" એ વધારે વિકટ છે; જ્યાં સુધી રસ્તાની એક બાજુએ ધડ અને બીજી·
" બાજુએ માથું ન જુઓ ત્યાંસુધી તે મરી ગયો એમ ખાત્રી ન રાખવી."
" કેટલીક વખત રાજા બાવાવાળો અફીણની બેભાની હાલતમાં મારી પાસે
" આવીને બેસતો અને મારા ઉપર પોતાનો જમૈયો તાળી પૂછતા જે કેટલી
" વખત આ જમૈયો તમને હલાવ્યો હોય તો તમારૂં મૃત્યું નીપજે; હું જવાબ
" આપતો કે હું ધારૂં છું કે એકેજ મારૂં કામ પાકી જાય, માટે આશા છે
" કે તેમ કરીને મારા આ દુઃખનો તમે અંત આણશો." તે જવાબ આપ-
" તો કે—"તમે એમ ધારતા હશો કે, હું તમને નહી મારૂં; પણ માછી જેટલાં
" માછલાં મારે તેટલાં મેં માણસો માર્યાં છે; તમારો અંત આણતાં હું જરા-

રથી દામોદરજી નામના તીર્થ સુધીના રસ્તામાં ડુંગરી રસ્તે પાક્કા પ-થ્થરથી પાજ બંધાણી. એ પાજ ભેળો મજબુત પૂલ બાંધેલો છે. આ કામ પાછળ રૂપૈયા ૨૩૦૦૦)નો ખર્ચ થયેલ છે; આ કાર્યભારીએ જુ-નાગઢમાં વસતી નાગરકોમને ભારી દુઃખ દીધેલું. સુંદરજી ક્ષત્રીએ સંવત ૧૮૭૪ માં નાગરોને દુઃખ દેવું શરૂ કરેલું તેથી હાલ પણ જુનાગઢમાં સદરહુ સાલ "નાગરોનો ચમોતરો" આ નામથી ઓ-ળખાય છે.

---

"એ વિચાર નહી કરૂં પરંતુ તમારી સરકાર મને મારો ગીરાસ પાછો અ-પાવે છે કે નહીં એ હું જોઉં છું. જો થોડા વખતમાં પાછો અપાવશે તો હું "તમને છુટા કરીશ."

"જ્યારે ટોળી લુટ કરવા બહાર નીકળતી ત્યારે દિવસનો ઘણો ભા-"ગ ઉંઘ્યા કરતી. રાત્રીએ દરેક ઘોડાની સરક તેના સ્વારના કાંડા સાથે "બાંધતા; જ્યારે ઘોડા કાંઇક અવાજ સાંભળે ત્યારે તાણખેંચ કરે કે "તુર્ત તેઓ ઉભા થઈ જતા. ખોરાકમાં બાજરાનો રોટલો ને મરચાં, ને "મળી શકે ત્યારે તેની સાથે દુધ; મને પણ એજ આપતા. એકાદ બે વખત "મારા ચાકરને મારી પાસે આવવાની છૂટ આપવામાં આવી હતી તે ક-"પ્તાન બેલેન્ટાઈને મોકલેલ વિલાયતી કઢી અને કોરેટ નામના મદિરાનો "શિસો લઇ આવ્યો હતો. બાવાવાળાએ દારૂ ધારીને એકદમ ઉપાડયો "પરંતુ તે પ્રવાહી પદાર્થ ચાખ્યા બાદ તેણે મન ફેરવ્યું અને થુંકી નાંખી-"ને કહ્યું કે એતો ઝેર છે બીન શક મને મારી નાંખવાના ઈરાદાથી તે "મોકલ્યું છે. પરિક્ષા માટે મને તે પીવાને હુકમ કર્યો તેથી મેં તે મોટી ખુ "શાલીથી પીધો અને મને પીવાનો જ્યારી હતો તેથી મારી સ્થીતિ બગડી "નહીં, ત્યારે તેણે ઝેરનો વિચાર છોડી દીધો."

"તેના માણસોમાંથી બે યુવાન પુરૂષો હતા; કે જે મારે માટે કાંઇક "લાગણી બતાવતા હતા, આમાંનો એક મારા છુટકારા પહેલાં થોડે "વખતે લૂટના ફેરામાં ગોળી વાગવાથી મરણ પામ્યો. મારા છૂટકા-"રા માટે તેઓ યત્ન કરતા અને તમને છૂટા કરાવશું" આમ કહી મને "હીંમત આપતા. પ્રસંગોપાત્ જ્યારે તક મળતી ત્યારે પોતે કેટલાં "માણસ માર્યાં તે વિષે, તથા જ્યારે પૈસાદાર મુસાફરો માગેલી રકમો આપવા-"ની ના પાડે ત્યારે કયા ઉપાય પોતે કામે લગાડતા તે વિષે મને જાણ "કરતા. આ ઉપાય એ હતો કે બાપડા દુખી પ્રાણીઓને પગે દોરડાં બાં-"ધી તેઓને ઉંધે માથે ગરેડીએથી કુવામાં ઉતારીને પાણીની સપાટી સુધી

સંવત્ ૧૮૭૮ ના માહા સુદી ૧૦, તા. ૧ લી ફેબ્રુવારી સને ૧૮૨૧ ને રોજ એક તહનામું થયું તેમાં કાઠિઆવાડમાંથી લેવાતી પેશ્કશની જોરતલબી નામની ખંડણી કુંપની સરકાર મારફત લેવા પોતાની ખુશીથી નવાબ સાહેબે જાહેર કર્યું; એ સારૂ જે ફોજ વગેરે રાખવી પડે તેના ઘોડા તથા પ્યાદલ ખર્ચ બદલ એ ખંડણીનો [illegible] ભાગ એ સરકારને આપવો તથા [illegible] ભાગ પોતાને લેવો એવું પણ ઠરા-

---

" લઈ જતા ને ઉપર ખેંચતા. આ પ્રમાણે રીબાયેલાં બલીદાનો માગેલી
" રકમ આવવાની કબુલત ન આપે ત્યાં સુધી તેમને સીંચ્યા કરતા. કબુલ
" થાય ત્યારે છુટા કરીને કોઇ આડતીયા ઉપર હુંડી અગર કાગળ લખાવી
" લેતા અને જ્યાં સુધી રકમ પોતાને પહોંચતી થાય ત્યાં સુધી તેમને કેદ
" રાખતા.

" કેટલીક વખત તેઓ મને એમ જણાવતા કે—"અમારો ઉપરી
" તમારૂં ખૂન કરવા વિચાર રાખે છે એ કાંઇ ઠીક નહિં." મને કેદ રા-
" ખ્યા બાબતના પરિણામની તેની આશા અગર ધારતી પ્રબળ થતી ત્યારે
" તેની વચ્ચે અને તેના માણસો વચ્ચે બહુ વિવાદ ચાલતો "

"એક તોફાની રાત્રિ મને કદી વિસારે નહીં પડે તેઓ સઘળા મોટા
" તાપ કરી ફરતા બેઠા હતા; સિંહ અને રાની પશુઓ ગર્જના કરી રહ્યાં
" હતાં, છતાં પણ મારૂં શું કરવું-એ વિષય ઉપર તેઓ ચરચા કરતા હ-
" તા. તે હું સાંભળી શકયો; માણસો ફરીયાદ કરતા હતા કે, "સાહેબના
" કારણને લીધે અમો બબે મહીના થયાં જંગલમાં છીએ, બઇરાં છોકરાંઓ
" દાણા વગર ગામડાંમાં હેરાન હેરાન છે, તેથી અમે તો રોકાવાના નથી"
" તેથી તેના ઉપરીએ જવાબ આપ્યો કે:—

" ચાલો તેને મારી નાંખી દેશના બીજા કોઇ ભાગમાં નાશી જઈ-
" એ" આ બાબતમાં માણસોએ એમ કહી હરકત બતાવી કે, "અંગ્રેજ
" લશ્કર મોકલીને અમારાં બાઈડી છોકરાંને કેદ કરે ને દુ:ખ દે" તેથી
" છેવટ એમ ઠર્યું કે "હમણા તો મને રાખવો" છેવટ મારો છુટકારો
" આણવા પોલીટીકલ એજંટ કપ્તાન બેલેન્ટાઈન મારફત આ પ્રમાણે થ
" યો. તેણે નવાબ સાહેબને એમ સમજાવ્યા કે, "જે કાઠીએ બાવા વાળા-
" નું પરગણું જોર જુલમથી લઇ લીધું છે તેની પાસેથી તમારો વગ ચલા-
" વીને બાવા વાળાને તેનો ગરાસ પાછો સોંપાવો" બાવા વાળાની ધારેલી
" મુરાદ બર આવી એટલે તેણે મને છુટ્ટો કર્યો."

ફેર કર્યું × એજ વર્ષમાં નવાબ સાહેબ આર્નવેલ વગેરે યુરોપીયન અ-
મલદારોની મુલાકાત લેવા અમરેલી મુકામે સ્વારી લઇ ગયા હતા.

આ નવાબ સાહેબના વખતમાં કાર્યભારીઓની ફેરબદલી થ-

"મારા કેદના દરમ્યાનમાં મારા ઉપર જે દુઃખો પડયાં તે લગભગ
"અસહ્ય હતાં; સાંજરે હું એમ પ્રાર્થના કરતો કે, હે ઇશ્વર! મને વળતી
"સવાર દેખાડીશ નહી પ્રથમ એક માસ સુધી શરદીને લીધે મારાથી મા-
"થાં બૂટ કાઢી શકાયાં નહીં. છેવટ જ્યારે મંદવાડથી નબળો થઈ ગયો
"ત્યારે નીકળ્યાં સખ્ત તાઢીઆ તાવ આવવા લાગ્યો ને તેની સાથે પિ
"ત્તાશયનો સોજો થઈ આવ્યો, આગાં ખુલ્લી હવામાં ઉઘાડો પડયો ૨

× મુંબઇ ગ્રંથમાળા નંબર ૯૩. વાળા દસ્તાવેજની નકલઃ—

૧૨૩૦
અકબરશાહ
બાદશાહ ગાજીના
નોકર શેહેરખાંન
બહાદુર બાબી.

શ્રી સરકાર આનરેબલ બહાદુર જોગ લી. જુનાગઢના નવાબ બહા-
દુરખાંન જત. હાલાર, કાઠિયાવાડ, ગોહેલવાડ, અને ઝાલાવાડમાંથી
જે જોરતલબીની બાબત દરવર્ષે લેવાય છે. તે બાબત મારી છે; જ્યારે કર્નલ
વાકર આ પ્રાંતના બંદોબસ્તનું કામ ચલાવતા હતા ત્યારે મેં સરકારમાં
એક દસ્તાવેજ દાખલ કરેલ છે. કે જે તાલુકાવાળા સરકાર વિદ્યમાન
પોતાની ઉપરની રકમ મુકરર કરશે તે પ્રમાણે મારી તરફથી વસુલ કરવામાં
આવશે આ દસ્તાવેજથી હું સરકારને લખી આપું છઉં કે, જોરતલબીનો
બંદોબસ્ત કરી ચલ્લુ માટે સંવત્ ૧૮૭૮ ઇ સ ૧૮૨૧—૨૨ થી સરકા
રની મરજી માફક વાર્ષિક રકમ વસુલ કરવા મારી ખુશી છે દરવર્ષે જો-
રતલબીની જે રકમ વસુલ થાય તેમાંથી ચોથો હીસ્સો ઘોડા અને પાયદળ
વગેરેના ખર્ચ માટે સરકારે રાખવો ને બાકીનો મને આપવો; મંજુર શુદ.

સંવત્ ૧૮૭૮ ના મહા શુદી ૧૦, તા. ૧ લી ફેબ્રુવારી સને ૧૮૨૧.

મુરતબ
શુદ.

કાર્યભારીઓની ફેરબદલી ઈ. સં. ૧૮૨૪ થી ૧૮૪૦ સુધી

યાજ કરતી હતી. જેથી સુંદરજી શીવજી તથા હંસરાજ જેઠાના કાર્યભાર પછી સને ૧૮૨૪ માં ગોવિંદજી તથા ઈંદ્રજી ઝાલા જોઇન્ટ કાર્યભારી થયા ઇ. સ. ૧૮૨૫ માં દુકાળ પડયો તેથી દેશની ખરાબી થઇ. આ વખતે જેમલ મેર નામનો આ સંસ્થાન તાબાનો ડુંગરનો ચોકીદાર એક ખાંટ હતો તે બારવટે નીકળ્યો. આ ખાંટ એવો તો બળવાન હતો કે તે ગોંડલ અને પોરબંદર વગેરે કેટલાએક ગામોવાળા પાસેથી *પાળ લેતો

જેમલ મેરનું બારવટું.

તેમ તે આજુબાજુના મુલકમાં લૂટફાટ પણ કરતો; આથી જુનાગઢ સરકારને તેનો બંદોબસ્ત કરવાની જરૂર પડી. આખરે તેણે જુનાગઢનું ગામ મઝેવડી માર્યું. તેથી તેને પકડવામાં આવ્યો અને કરેલા ગુન્હા બદલ કોરી ૨૦૦૦૦, દંડ કર્યો. ઇ. સ. ૧૮૨૮ માં નવાબની રાણી દાદીબુને પેટે હામદખાં પુત્ર થયો

---

“ હું, તેથી મને બકવાનો સન્નિપાત થયો જ્યારે મને છૂટો કર્યો ત્યારે
“ પગથી માથા સુધી ઉઘાડ ગોટેલી અવી સ્થિતિમાં રાત્રિએ ખેતરમાં ર-
“ ઝળતો હું હાથ લાગ્યો. જુનાગઢના નવાબ સાહેબના દિવાન કે જે
“ અમલદારે મારો છૂટકો કરાવ્યો તેના તંબુમાં જે મને ગરમ નહાવાને
“ પાણી અન સ્વચ્છ કપડા મળ્યા તથી જે મ ઈશ્વરી લાગણી થઇ તે હું
“ કદી ભુલી જઈશ નહી. લાગુ થએલ તાવ તથા ટાઢ મને પાંચ વર્ષ સુધી
“ રહ્યાં, તેની માઠી અસર આજ પર્યંત રહી ગઇ છે એટલે કે વખતો વ-
“ ખત મારા માથામાં ચકરી આવે છે અને ટાઢના સખત ઉકરાટા આવે
“ છે; મારી યાદદાસ્ત ઉપર ઘણી અસર થઇ છે, પરંતુ આગલી બીના
“ બન્યાને આજે પંચાસ ઉપરાંત વર્ષો થઇ ગયાં તોપણ તે મારાથી કદી
“ભૂલી જવાશે નહી.”

(સહી) જી. ગ્રાંટ.

બારહોમ હાઉસ ક્રીટાઉન એન. બી. એપ્રીલ સ. ૧૮૭૧.

(જનરલ સરજી. લીગાન્ડ જેકબ સાહેબનું “ બલવા વખતે અને તે સમય પેહેલાંનું પશ્ચિમ હિંદુસ્તાન” એ નામનું પુસ્તક પૃષ્ટ ૧૦૮ જુઓ.)

---

*એક જાતનો કર (ટેકસ).

શાત્રી સુંદરજીનો કાર્યભાર લગભગ પાંચ વર્ષ ચાલ્યો ત્યાં ઇ. સ. ૧૮૩૦ માં શાંઘવી સુંદરજી હંસરાજ નામના વાણીઆનો કાર્યભાર થયો. એજ સાલમાં મુંબઇના ગવર્નર સાહેબ સર માલકમ રાજકોટ મુકામે આવેલા તે વખ્તે નવાબ સાહેબની સ્વારી રાજકોટ ગઇ હતી.

શાંઘવી સુંદરજીના કાર્યભાર ૩ વર્ષ ચાલ્યા પછી સને ૧૮૩૩ માં જોશી લાલજી ખટાઉ તથા પીતાંબર જોઇન્ટ કાર્યભારી થયા. આ કાર્યભારીના વખતમાં સને ૧૮૩૪ માં ખડીયાના બલોચ જાતના મુસલમાન જીવાઇદાર ચોરી તથા કોળી લોકોના ઢંગા રાખી હરામખોરી કરાવતા તેને શિક્ષા કરી ઠેકાણે લાવવા તોપખાંના સહિત ખડીયા તરફ ફોજ મોકલી; સેજસાજ લડાઇ થઇ અને બલોચ જુનાગઢને તાબે થયો.

જોશી લાલજીનો કાર્યભાર ઇ. સ. ૧૮૩૩--૩૫.

ઇ. સ. ૧૮૩૫ માં કાઠિઆવાડના પ્રખ્યાત દિવાન અનતજી અમરચંદના મોટા ભાઇ અમૃતલાલ અમરચંદનો કાર્યભાર થયો, ત્યાર પછી ઇ. સ. ૧૮૩૬ માં નથુરામ અમરજી બુચનો કાર્યભાર થયો. ઇ. સ. ૧૮૩૭, સંવત્ ૧૮૯૩ ના વૈશાક વદી ૧ રવિવારને રોજ રાણી નાજુ બીબીને પેટે પુત્ર મહોબતખાનજી અવતર્યો આ કાર્યભારીની કારકીર્દિમાં ઈંગ્રેજ સરકારની ભળામણથી જુનાગઢના મુલકમાંથી સતી થવાનો કમકમાટ ભરેલો રીવાજ બંધ પાડવાનું તા. ૩ જી જાનેવારી ઇ સ ૧૮૩૮ ને રોજ નવાબે એક તહનામું કર્યું.*

અમૃતલાલ અમરચંદનો કાર્યભાર ઇ સ. ૧૮૩૫—૩૬.

સતી થવાનો ચાલ બંધ પડયો ઈ. સ. ૧૮૩૮.

---

* મુંબઇ ગ્રંથમાળા નંબર ૯૬ વાળા દસ્તાવેજની નકલઃ—

જુનાગઢના નવાબે પોતાના તાલુકામાં સતીનો ચાલ બંધ કરવા બાબત તા. ૩ જાનેવારી સને ૧૮૩૮ ને રોજ કરી આપેલ દસ્તાવેજ

બાદ સલામ—લખવા કારણ એછે જે સરકારે સતીનો ચાલ બંધ કરવા હુકમ કર્યા છતાં, કોઇએક ભાટીઆણી મુંબઈથી પ્રાગમાં આવી સતી થઈ, તે બાબતનો જવાબ દેવા મારા ઉપર મોસલ થયો છે. આ બાબત સરકારને વિગતવાર રીપોર્ટ કરતાં આવી જાતના ગુન્હાનો આ પહેલવે

જાફરાબાદ સાથે લડાઇ ઈ. સ. ૧૮૩૮.

ઈ. સ. ૧૮૩૮ની સાલમાં બાબરીયાવાડ પ્રાંત તાબાના તથા સોખડા ગામ અને જાફરાવાદ તાબાના ગામ કડીઆળીના સીમાડા બાબત તકરાર પડેલી જેથી બન્ને તરફનાં માણસો તકરારી જગ્યાએ ભેળાં થયાં અને ત્યાં જબરૂં ધીંગાણું થયું તેમાં જાફરાબાદ તરફનો સરદાર સીદી બાકરભાઇ મરાણો, તેના માથા બદલ રૂપૈયા ૫૦૦૦૦, પચાસ હજાર જુનાગઢ સરકારે આપવા એવો ઠરાવ થયાથી રૂપૈયા બદલે પોતાનું ગામ વડલી તેને આપ્યું.

સદાશિવરાવ દેવાજીનો કાર્યભાર ઈ. સ. ૧૮૩૯.

ઈ. સ. ૧૮૩૯ માં દિવાન વિઠ્ઠલરાવના નાનાભાઇ સદાશિવરાવ દેવાજી કાર્યભારી થયો.

શાર્દુલ બસીયાનું પકડાવું ઈ. સ. ૧૮૩૯.

ભાવનગરના ગામનો શાર્દુલ બસીયા નામનો કોળી ઈ. સ. ૧૮૩૯ માં ભાવનગર ઉપર બારવટે નીકળેલો તેના જુનાગઢ સરકાર જામીન હતા તેથી તેને પકડવા ફોજ મોકલી તેને પકડી આંગ્રેજ સરકારને સ્વાધિન કર્યો.

પ્રાંત બાબરીયાવાડનાં ૭૬ ગામ તથા કોડીનાર સારૂ ફરીયાદ ઈ. સ. ૧૮૪૧.

ઈ. સ. ૧૮૪૧ માં નવાબસાહેબે પોતાના બાબરીયાવાડ પ્રાંત તાબાનાં ૭૬ ગામ, તે તરફ તે વખતની અવ્યવસ્થિત સ્થિતિને લીધે ભાવનગર પરગણામાં દબાઇ ગયાં હતાં તે સારૂ તેમજ કોડીનાર પરગણું જે ગાયકવાડ સરકારે દબાવી લીધું હતું તે માટે આંગ્રેજ સરકારમાં જબરી લડત લીધી. બહાદુરખાનજી બીજા ઈ૦ સ૦ ૧૮૪૦, સંવત્ ૧૮૯૬ વૈશાક વદી ૧૧ ને રોજ બહેસ્તનસીબ થયા. આ નવાબ સ્વભાવે દયાળુ, સખી અને ભોળા મનના હતા, તેમને ગાયનવિદ્યાનો ઘણોજ શોખ હતો, તે એટલે સુધી કે, હરકોઈ શ-

---

હેરો દાખલો છે, એમ જાણી મને માફી બક્ષી, તેથી હું લખી આપું છઉં કે હવેથી તાલુકામાં કોઈને સતી થવા રજા ન મળે તેવો બંદોબસ્ત કરવામાં આવશે. આયંદેથી આ રીતે બનેતો સરકાર માગે તેવો જવાબ આપવોછે.

| નવાબની મોહોર. |
|---|

જમાંથી રાગ અને તાલ પારખી કહાડતા. તેમને ફારસી ભાષાનો પણુ સારો શોખ હતો.

બહાદુરખાનજી બીજાને ચાર પુત્રો; તેમાં અમીર બીબી સાહેબના ૧. શેરખાન તથા ૨. સલાબતખાંન. દાદીબુ સાહેબના, ૩. હામદખાંનજી. તથા ૪. નાજીગાબી સાહેબના મહોબતખાંનજી એમ ચાર પુત્ર હતા.

યુવરાજ અથવા પાટવી કુમાર હામદખાંનજી જેને બહાદુરખાનજીએ પોતાની હયાતીમાંજ વારસદાર તરીકે પ્રસિદ્ધ પાડેલા તેથી

હામદખાંનજીના ત્રણ ભાઈઓએ ઉઠાવેલો વાંધો, ઈ.સ. ૧૮૪૦, સં. ૧૮૯૬.

બહાદુરખાંના મર્ણબાદ રયાસત્તના લોકોએ ઇ. સ. ૧૮૪૦ માહે મે, સંવત ૧૮૯૬ના વૈશાક વદી ૧૩ ને રોજ હામદખાંનજીને રાજ્યાભિષેક કર્યો. હામદખાંનજી ગાદીએ બેસતાં દરમિયાન એમના ત્રણ ભાઇઓએ વાંધો લીધો પણુ બહાદુરખાનજીએ પસંદ કરેલા અને રયાસતે મંજુર રાખેલા એટલે પોલીટીકલ એજંટ બીલન સાહેબે પણ હામદખાંનજીનો વારસો વ્યાજબી ધારી બીજાઓને ગરાસ આપવાનું ઠરાવ્યું.

નવાબ સાહેબ હામદખાંનજી ગાદીએ બેઠા ત્યારે સદાશીવરાય દેવાજીનો કાર્યભાર હતો પણુ તે નામનોજ હતો રાજ્યકાર્યભારની સત્તા ભાટીયા જબરશેઠ અને હબીબખાંન નામના અમલદારના હાથમાં

જબરશેઠ તથા હબીબખાં અને નથુખાનું જોર. ઈ. સ. ૧૮૪૦, સં. ૧૮૯૬.

હતી, કેમકે હયાતખાંનો નાનો ભાઇ નથુખાં દાદીબુ સાહેબ પાસે કામ કરંદો માણુસ હતો, પરંતુ તે એશઆરામમાં મશગુલ રહેતો તે એટલે સુધી કે હાથીને બદલે ઘોડા ઉપર અંબાડી માંડી સ્વારી કરતો.

નથુખાં વગેરેની સલાહથી હામદખાંનજીના માતુશ્રી દાદીબુ સાહેબાએ હામદખાંનજી પાછળ ગાદીએ બેસારવાની ધારણાથી એક કૃત્રિમ પુત્ર ઉત્પન્ન કર્યો, પણુ તેની હામદખાંનજીને ખબર પડવાથી ખુલ્લું પાડી તેના વારસને તેનો પુત્ર સોંપાવ્યો.

હામદખાંનજી વિરૂદ્ધ ખોટો વારસદાર. ઈ. સ. ૧૮૪૦, સં. ૧૮૯૬.

ઇ. સ. ૧૮૪૧ માં માણાવદરના બાબી કમાલુદ્દીનખાંનની પુત્રી મુલાયમબખ્તો અને બાલાસીનોરના નવાબની પુત્રી છોટીબીબી

હામદખાંનજીની સાદી ઈ. સ. ૧૮૪૧.

સાહેબા સાથે કોરી ૨૫૦,૦૦૦૦, પચીસ લાખનો મોટો ખર્ચ કરી ઘણી ધામધુમથી નવાબ સાહેબની સાદી કરવામાં આવી.

નાજુબીબી સાહેબાનો ફીતનો ઈ. સ. ૧૮૪૨.

ઇ. સ. ૧૮૪૨ માં નાજુબીબી સાહેબાએ કાંઇ ફીતનો કરવાનો ડોળ કરી રંગમહેલમાંથી નીકળી ઇંદ્રજી ઝવેરચંદ નામના શહેરના વેપારીના ઘરમાં આશ્રય લીધો. એ માટે હામદખાંનજીએ આક્ટીંગ પોલીટીકલ એજન્ટ કર્નલ જેકબ સાહેબને જાહેર કરી તેઓને પોતાને સ્વાધિન કરવા ઇંદ્રજી ઝવેરચંદના ઘર ઉપર તોપનો મારો ચલાવ્યો તેથી શર્ણું થયાં, તેથી તેને તથા તેના પુત્ર મહોબતખાંનજીને રંગમહેલમાં નજર કેદ તરીકે રાખ્યાં.

માંગરોળ ઉપર ચડાઈ ઈ. સ. ૧૮૪૨.

એજ (ઇ. સ. ૧૮૪૨ ની) સાલમાં હબીબખાંએ પોલીટીકલ એજન્ટની મદદથી માંગરોળનો શેખ જે તે વખતે શીરજોર થઇ ગયો હતો તે ઉપર લશ્કર લઇ ચડાઇ કરી અને તેને તાબે કર્યો.

હામદખાનનું સ્વતંત્ર થવું ઈ. સ. ૧૮૪૪.

ઇ. સ. ૧૮૪૪ માં નવાબ સાહેબ લાયક ઉમરના થયા ત્યારે પોતાને નથુખાં, જબરશેઠ અને હબીબખાંની નીમકહરામી ચાલ માલુમ પડી તેથી તેઓ પોલીટીકલ એજન્ટ મી. પાલેટ સાહેબની સ્વારી ગોંડલ હતી તેની પાસે રયાસતનાં માણુસોને લઇને ગયા. પોતાની માતુશ્રીના અખ્ત્યારમાં જે રાજ્ય કાર્યભાર ચાલતો હતો તે બંધ પાડી પોતાને સ્વાધિન લેવાની ગોઠવણ જાહેર કરી અને તેમ કરતાં કાંઇ ફીતનો થવા ન પામે ને સારૂ પોલીટીકલ એજન્ટની સ્વારી જુનાગઢ આવવા માગણી કરી હામદખાંનજી ગોંડલ ગયા. એ ઉપરથી પોતાની સત્તા ઉતરશે એમ જાણી નથુખાં વગેરેએ ખજાને હાથ કર્યો અને પોતાના રક્ષણ સારૂ પક્કો બંદોબસ્ત રાખ્યો. પોલીટીકલ એજન્ટ સાહેબની સ્વારી સહિત નવાબ સાહેબ જુનાગઢમાં પધાર્યા અને જુના કાર્યભારી ઉપર ખરાબ વર્તણુક સાબીત કરી તેઓને કેદ કર્યા.

જેમાંનો જબરશેઠ મસ્કતી ૮૦ આરબોથી પોતાનું મકાન* બાંધી સા- મો થયો અને જવાબ દેવા સારૂ રજુ રહેવા ના પાડી તેથી નવાબ સાહેબે પોતાના ભવિષ્યના દિવાન અનતજી અમરચંદ, અમદાવાદના પ્રખ્યાત નગરશેઠ હેમાભાઇ, ભાવનગરના કાર્યભારી પ્રમાણંદદાસ તથા કાઠિયાવાડના પ્રખ્યાત વકીલ ખેતા વેરાને જબરશેઠને સમજુતી દેવા મોકલ્યા પણ જબરશેઠ આરબોની હીમાયતીથાં ખરેખર જબર થયેલો તેથી સમજ્યો નહીં, એટલે પોલીટીકલ એજન્ટ સાહેબને જાહેર કરી જબરશેઠના મકાનને ફોજકશી કરી ઘેરો ઘાલવાની જરૂર પડી. અં- દરથી આરબોએ ગોળીનો મારો ચલાવ્યો એટલે નવાબ સાહેબ તરફ- થી તોપનો મારો શરૂ કર્યો. અંદરની ગોળીથી તોપચી હાશમખાં જ- ખમી થયો, પણ આખરે મકાન જરજર થઇ ગયું, અને તોપોના ગોળાના જોરથી કંપવા લાગ્યું તેથી બીજો ઉપાય નહીં જાણી અંદ- રથી જબર લીલાધરે અને આરબોએ કબુલ કર્યું કે, અમો જુનાગઢ છોડી જતા રહીશું. તેઓ કબુલ થયા પ્રમાણે તરતજ તેઓ ચાલી ની- સર્યા અને ફોજનાં માણસોએ મકાનમાં પેસી જબરશેઠને કેદ કર્યો.

પંચનો કાર્યભાર ઇ. સ. ૧૮૪૩. સં. ૧૯૦૦.

એ પછી હામદખાનજી સ્વતંત્ર થયા અને રાજ્યની લગામ પો- તાના હાથમાં લીધી, પણ તેમની કાચી ઉમર જાણી ૩ વર્ષ સુધી પોલીટીકલ એજન્ટ સાહેબે તેમનો કાર્યભાર પોતાની દેખરેખમાં રાખી કા- મ ચલાવવા સારૂ રયાસતી અમલદારોમાંથી સદાશીવરાય દેવાજી, અ- નતજી અમરચંદ, અને પ્રભુદાસ કહાનદાસને સને ૧૮૪૩, સંવત્ ૧૯૦૦ ના માર્ગશિર્ષ માસથી પંચ નીમી તેને રાજ્ય કાર્યભાર સોપ્યો.

સંવત્ ૧૯૦૧, સને ૧૮૪૫ માં ક્ષત્રી બળવંતરાય જાદવરાય મુનસીએ બંદોબસ્ત વિરૂદ્ધ ખટપટ ચલાવી અને જેલમાં જબરશેઠ

---

* તે ઘર ઉપરકોટ જતાં નવાબ સાહેબના રંગમહેલથી થોડે દૂર જ- મણા હાથ ઉપર આવેલ છે, જેને તોપનો મારો લાગવાથી ઉપરની દીવાળ જરજરભૂત થઇ ગઇ હતી, હાલમાં તે દીવાલ ઉતરાવી નાંખી તે મકાન દુરસ્ત કરેલ છે. નીચેના ભાગમાં સરકારી ગુજરાતી બ્રન્ચસ્કુલ બેસે છે, અને બીજી શોમાં સરકારી ઔષધાલય છે.

સદાશીવરાયને રજા અને અનતજી અમરચંદ એકલાનો પંચ તરીકે કાર્યભાર ઈ. સ. ૧૮૪૫ સ. ૧૯૦૧.

ઉપર જુલમ ગુજાર્યો તેથી તેને કેદ કર્યો, અને એ કામમાં સામીલ જાણી સદાશીવરાયને રજા દીધી જેથી પંચનો કાર્યભારમાત્ર ૧ વર્ષ ચાલી શક્યો, એથી પોલીટીકલ સાહેબે સરકાર વિદ્યમાને એકલા અનંતજી અમરચંદને કાર્યભાર સોંપ્યો જેણે ૧ વર્ષ સુધી ચલાવી સરકારમાં રજુ કર્યો.

અનતજી અમરચંદનો સ્વતંત્ર કાર્યભાર ઈ. સ. ૧૮૪૭. સં. ૧૯૦૩.

સંવત્ ૧૯૦૩, સને ૧૮૪૭ થી ખુદાવિંદ નવાબ સાહેબે અનંતજીને પોતાના સ્વતંત્ર કાર્યભારી ઠરાવ્યા. પોતાના બાપના વખતમાં કાર્યભારીની ઉથલપાથલ થયા કીધી તેથી મુલકની ગેરવ્યવસ્થા થઇ ગઇ હતી અને ગામો દબાઇ ગયાં હતાં એ બધાં માટે તેણે સારી મહેનત લીધી. દબાએલા મુલક માટે એજનસીમાં કામ ચલાવ્યું અને પોતે મુલકમાં ફરી સારો બંદોબસ્ત કર્યો.

નવાબ સાહેબનું સુધારા તરફ વલણ.

પોતાના વડીલોનાથી રાજ્યબંધારણ સુધારા ઉપર લાવવાની પહેલી કોશીશ આ યુવાન રાજાએ કરી તેણે સુધારાના કામો અને દફતરોનો સુધારો પ્રથમજ દાખલ કર્યો

બે ભાઇઓ (શેરખાન તથા સલાબતખાન એ વારસાઇ હક છોડયો. ઈ. સ. ૧૮૪૭ સં. ૧૯૦૩.

આ સાલમાં અમીરબીબી વાળાએ કાયર થઇ પોતાનો વારસાઇ હક છોડી ગીરાસ લેવા કબુલ કર્યું તેથી તેને ગામ આપી ગાદી માટે ફારકતી લખાવી.

પરબડી મારચું ઈ. સ. ૧૮૪૯ સંવત ૧૯૦૫.

ગોંડલ તાબાના ગામ ધોરાજી અને ઝાલણસરનો સીમાડો લાગેલો છે, તે બાબત સંવત ૧૯૦૫, સને ૧૮૪૯ માં તકરાર ઉઠી; ગોંડલના માણુસોએ જુનાગઢની હદમાં આવી ઝાલણસર થાણાના જમાદાર નુરમાંમદને અને બીજા પાંચ માણુસોને ઠારથી માર્યા. આ ખબર નવાબ સાહેબ જે હમેશની માફક ૪ બજે સ્વારીમાં નીકળેલા ત્યારે ખબર થયા કે ત્યાંથી તુરતજ સીબંધીનાં માણુસોની સાથે દયાળ મેહેતા નામના શુરવીર નાગરને એ મરનાર માણુસને પારપત કરવા અગર પકડી લાવવા અથવા માણુસો હાથ ન આવે તો તેનું કો-

ઇ પણ ગામ મારવાનો હુકમ આપી મોકલ્યો. આ ગીસ્તને ગોંડળ-નાં માણસો હાથ આવ્યાં નહી, તેથી તેઓએ ધોરાજીનું ગામ પરબડી માર્યું; આ કામ એજન્સીમાં ચાલ્યું અને એવો ઠરાવ થયો કે, સીમાડાની ચોખવટ ધોરાજીના કામદાર દુર્લભજી બુચના હાથથી કરવી. આથી નવાબ સાહેબના સીમાડાને કેટલુંક નુકશાન થયું.

ખોટો પુત્ર અને તેનું ખુલ્લું પડવું. ઈ. સ. ૧૮૫૦.

રજવાડાની અંદર જે રીવાજ એક સાધારણ રીતનો ગણાય છે, તે રીવાજથી આ નવાબ સાહેબ તદન ઉલટા વિચારના હતા કેમકે તેમનાં કબીલા છોટી બીબી સાહેબે નવાબ સાહેબને કંઇ ફરજંદ નહીં હોવાથી તેમની પાછળ ગાદીએ આવનાર તરીકે ઇ. સ. ૧૮૪૯ માં એક કૃત્રિમ પુત્ર ખટપટી લોકોની શિખવણીથી ઉભો કીધો, પણ ૧ વર્ષે એટલે ઇ. સ. ૧૮૫૦માં એ ખોટો અને બનાવટી પુત્ર છે, એવા ખબર નવાબસાહેબને થયાથી તેમણે એ રીતની સામે ઘણોજ ધીક્કાર બતાવી તે વાત ખૂલ્લી કરી અને ખોટા ઉઠાવેલા વારસને નાબુદ કરી તે કામમાં સામીલ રહેનારા લોકોને સજાએ પહોંચાડયા અને પુત્રને તેના માબાપને સ્વાધિન કર્યો.

હામદખાંનજીના ઉમદા વિચાર.

એમના મનમાં એમ હતું કેઃ—મારા બાપની ઓલાદ છતાં પરાયા લોહીનું માણસ જુનાગઢની ગાદીનો વારસ થાય એ મારે હાથે કોઇ દિવસ નહિ બને. આવી રીતે ખરા હકદારને ગાદી મળવા દઇ રાજ્યનું બહેતર ચાહનારા કવચિતજ મળી આવશે.

આમરણ દાવલશાહની યાત્રાર્થે નવાબસાહેબ પધાર્યા. ઈ. સ. ૧૮૫૧ સં. ૧૯૦૭.

સંવત ૧૯૦૭, સને ૧૮૫૧ માં હામદખાંનજી દાવલશાહની યાત્રાર્થે મોટી ધામધૂમથી સ્વારી કહાડી આમરણ ગયા, ત્યાં નવાનગરના જામસાહેબ રણમલજી તથા મોરબીના ઠાકોર સાહેબ ભાણાભાઇએ સારી આગતાસ્વાગત કરી.

આ નવાબ સાહેબના વખતમાં બારવટીઆનું જોર જોવામાં આવે છે જેની શરૂવાતમાં હરસુર વાળો કાઠી

બારવટીઆઓનું જોર અને હરસુર વાળા વગેરેનું બારવટે નીકળવુ. ઈ. સ. ૧૮૪૧, સંવત ૧૮૯૭.

વિસાવદર તથા છેલણુકા પરગણું મળી ૧૬૮ ગામમાં પોતાના હક માટે સંવત ૧૮૯૭ ઇ. સ. ૧૮૪૧ માં બારવટે નીકળેલો. ભોજા માંગણી નામનો બીજો કાઠી તેની સાથે હતો. આ બન્ને જણાઓએ જુનાગઢના મુલકમાં ખરાબો કરવા માંડયો અને મોટાં ગામો ઉપર પડી લુંટફાટ તથા ખુન ખરાબા કરવા લાગ્યા તેથી નવાબ સાહેબે તેની બંધ સારૂ ફોજ મોકલી અને તેમાના ભોજા માંગણીને સં. ૧૮૯૮ ના ફાગણ માસમાં હસ્તગત કર્યો, છેવટે હરસુર વાળો એજન્સીમાં ફરીઆદ થયો અને સંવત ૧૯૦૫, ઇ. સ. ૧૮૪૯ માં તેને ૬ ગામ આપી રાજીનામું લીધું.

સીપાઇ રહેમાનનું બારવટું. ઈ. સ. ૧૮૪૪.

રહેમાન કરીને એક જુનાગઢનો રહીશ સીપાઇ હતો તે શેઠ જબર લીલાધરની ડેવડીએ નોકર હતો તેને પોતાની જીવાઇ સારૂ તકરાર પડતાં તે સંવત ૧૯૦૦, સને ૧૮૪૪ માં બારવટે નીકળ્યો. રહેમાન સાથે બીજા માણસ નહોતાં માત્ર પોતે તથા તેનો દીકરો એમ બેજ જણ હતા, તે ગીરનારની તળેટીમાં છુપા રહેતા. તેણે ત્રવાડી મયાશંકર હરજીવન તથા ત્રવાડી દુર્ગાશંકર બજીભાઇ નામના બે નાગર બ્રાહ્મણોને ગીરનાર જતા રસ્તામાંથી તેઓને બાન પકડેલા જેમાંથી ત્રવાડી મયાશંકરને છોડી દઇ બીજો જે દુર્ગાશંકર દિવાન અનતજીના આશ્રિત પંચોળી રામશંકરનો જમાઇ હતો તેને પોતા પાસે રાખ્યો. આ માટે તેની પાછળ જુનાગઢનાં માણસો લાગ્યાં. તે બન્ને જણ નાસી ગયા, તેને પકડવા જતાં રહેમાન મરાણો અને તેનો દીકરો દુર્ગાશંકર ત્રવાડીને છોડી નાસી ગયો.

રહેમાનનું માથું અને છોડાવેલ બાનને લઇને માણસો જુનાગઢ આવ્યાં, અને કોઇ આવું કરશે તો તેના આ હાલ થશે; એમ લોકોમાં જાહેર થવા રહેમાનનુ માથું ચબુતરે (માંડવીએ) લટકાવવામાં આવ્યું હતું.

વિધો માણેક કરીને ઓખામંડલનો રહીશ એક વાઘેર હતો, તે ત્યાંના વહીવટદારની હરકતથી સંવત ૧૯૦૩ ઇ. સ. ૧૮૪૭ માં

વિઘા માણેક અને રૂડીયા રબારી બારવટે નીકળ્યા ઈ. સ. ૧૮૪૭. સં. ૧૯૦૩.

ગાયકવાડ સરકાર ઉપર બારવટે નીકળેલો; રૂડીયો રબારી જુનાગઢ તાબાનો રહીશ હતો અને તે પોતાની નાતના લોકો સાથે કચવાણ થવાથી તે ઉપર બારવટે નીકળેલો. આમાંના વિઘા માણેકને પકડવા સારૂ મોટા ઇનામનાં જાહેરનામાં થયાં, અને રેસીડેન્સી મારફત એજન્સીમાં પણ એ બાબતની ભલામણ થઇ; તેથી કાઠિઆવાડના તમામ તાલુકદારોને એ બારવટીયાને પકડવા સારૂ તાકીદ થઇ વિઘો શરૂઆતમાં ઓખામંડલમાં કેટલુંક નુકશાન કરી સોરઠમાં આવી બાબરિયાવાડ પ્રાંતમાં રૂડીયા સાથે મળ્યો. એ બન્ને જણા ભેળા થઇ જુનાગઢની ગીરમાં સરસીના મેમણ જીવાનાં વસાણાનાં ગાડાં ૭ લૂટી જીવાને, તથા તેના દીકરાને અને તેના વાણોતર સહીતને બાન પકડી ગયા. આ ખબર પાટણ વહીવટદાર નૃસિંહપ્રસાદ હરિપ્રસાદને થતાં કેટલાંક માણસો લઇ તેની પાછળ થયા. કનડાના ડુંગરમાંથી જીવાને ૨૦૦૦ રૂપૈયા દંડના ઠરાવી લેવા મોકલ્યો અને તે પોહોંચાડવાનુ ધ્રાફા અને જોધપુર વચ્ચેના ડુંગરમાં હતું; બાકીના બે બાન લઇ તેઓ બરડાના ડુંગરમાં ગયા

કપ્તાન લોક સાહેબ મરાયો. ઈ.સ.૧૮૪૭ સં.૧૯૦૩.

હરામખોરોએ બરડામાં ઘોડાકેથી નામની જગોએથી કપ્તાન લૉક સાહેબ જે એક ગાયકવાડી સ્વાર સહિત રાજકોટથી પોરબંદર જતો હતો તેને ગોળીથી ઠાર માર્યો; ત્યાંથી હરામખોરોનાં માણસ વિખરાઇ ગયાં. બાનોને પણ આગળ જતાં છોડી દીધાં, તેમાં બાબરીયાવાડ તાબાના કોવાયા અને ધોલાદ્રીના અણુજી વગેરે બે ચડીયાતા હતા.

હરામખોરોનું શરણ થવું ઈ. સ. ૧૮૪૯.

રૂડીયો રબારી જુનાગઢના દિવાન અનંતજીની પેરવીથી, સંવત્ ૧૯૦૫, ઇ. સ ૧૮૪૯માં રજુ થયો અને વિઘો માણેક એ પછી કેટલીક મુદતે પોતાથી કાયર થઇ અમરાપુર મુકામે કપ્તાન ખુલોક સાહેબ હજુર આવી હથિયાર છોડી દીધાં. આ બન્ને માટે પોલીટીકલ એજંટે રાજકોટમાં કોર્ટ ભરી. જેમાં જુનાગઢ તરફથી બાટવાના બાબી મહંમદખાંનજી, પોરબંદરના રાણા વિક્રમાજીત, ધ્રાંગધ્રા-

ના રાજા રણમલસિંહજી, અને પાલીતાણાના ઠાકોર પ્રતાપસિંહજી, એ ચાર આસેસરો હતા.

ભારે વર્ષાદનું પડવું. ઈ. સ. ૧૮૪૩—૧૮૫૦. સંવત ૧૮૯૯—૧૯૦૬.

આ નવાબ સાહેબના વખતમાં સંવત ૧૮૯૯ સને ૧૮૪૬, અને સંવત ૧૯૦૬, ઈ. સ. ૧૮૫૦. એમ બે વખત ભારે વર્ષાદ થયો હતો; જેમાં કેટલાક ગામો તણાઇ ગયાં હતાં અને ઘણી ઇમારતો હસી પડી હતી; છેલ્લા વર્ષાદથી દામોદરજીના પૂલને પણ નુકશાન પહોંચ્યું હતું.

હામદખાંનજીનો સ્વભાવ અને ગુણ વગેરે.

નવાબ સાહેબ હામદખાંનજી સ્વભાવે ચંચલ, જાતે મહેનતુ, બહાદુર, હીમતવાન, સાહસિક અને તેની સાથે વિવેકી હતા; તે ઉદારતાવાળા હતા પણ ઉડાઉ નહીં હતા, તેમ પ્રજાની દાદ સાંભળવામાં બહુ દયાળુ હતા; હલકા વર્ગની પ્રજા પણ અર્જ કરે તો પોતાનો ઘોડો ઉભો રાખી સાંભળતા. વખતોવખત તે એવા હલકા માણસો સાથે રૂબરૂ વાતો કરતા તેથી તેની રયાસતના અમીરોને એ અયોગ્ય લાગતું તેથી તેઓએ એક દિવસ વખત જોઇ જોધપુરના રાણાનો દાખલો દીધો કે "એ રાણો એક દિવસ દાતણ કરતો હતો ત્યાં માલણે અંદર આવી અર્જ કરી એટલે રાણાએ તેજ દિવસે રાજ્યની ગાદી પોતાના પુત્રને સોંપી દીધી. કેમકે, હલકું માણસ પોતાની રૂબરૂ ફરીયાદ કરી શકયું તેથી પોતાનું તેજ ઘટી ગયું માન્યું."

નવાબ સાહેબ આ દાખલાથી તુર્ત સમજ્યા અને જવાબ આપ્યો કે "આ દાખલો તમે મારે માટે દીધો પણ તેનો જવાબ દેવાને હું તૈયાર છું. રાજાઓને ખુદાએ આ દુનિયાં ઉપર હાકમી ચલાવવાજ નથી મોકલ્યા પણ દરેક માણસની દાદ સાંભળવા મોકલ્યા છે, અમ લોકોએ તમને હુકમ દઇ દીધો કે એ માણસનું કામ કરી દેજો પણ તમે તે ન કર્યું અને તેથી ગરીબ લોકો હેરાન થાય તેનો જવાબ અમો જ્યારે ખુદા પાસે જાશું ત્યારે અમારે દેવો પડશે ત્યાં તે વખતે તમને તેડાવશે નહીં માટે તમે લખી આપો કે જવાબ અમારે શીર છે." તેમના આવા વિચારો બેશક ઉત્તમ અને ધડો લેવા લાયક હતા.

તે તોશાખાનાની સારી સંભાળ રાખતા અને ઉપજ ખર્ચના હીસાબમાં તે બરાબર નજર રાખતા, તે એટલે સુધી કે પોતાની મેનાને હમેશ દોકડાભાર દાળ અપાતી તે પણ તેમની નજર બહાર રહેતી નહીં. તેઓ ઉર્દુ અને ગુજરાતી બન્ને ભાષા સારી રીતે બોલી શકતા તેમ તે ફારશી પણ ભણેલા હતા. તેઓને બંદુકનો બહુ શોખ હતો અને નિશાન મારવામાં યુરોપીયન લોકો સાથે પણ એક્કા ગણાતા હતા.

હામદખાંનજીની ખબડદારી.

હામદખાંનને વિદ્યાનો શોખ.

નવાબ સાહેબ હામદખાંનજી આમરણથી આવ્યા તે અરસામાં તેમને દુષ્ટ ક્ષયરોગ વળગ્યો જેમાં તેમણે ૪ માસ બીમારી ભોગવી. સંવત્ ૧૯૦૭, ઇ. સ. ૧૮૫૧ માં ૧૧ વર્ષ રાજ્ય ચલાવી પોતાની પાછળ એક પણ પ્રજા મૂકયા વિના ૨૩ વર્ષની ભરજુવાનીના વખતમાં આ ફાની દુનિયા છોડી ગયા.

નવાબસાહેબ હામદખાનજીનું બેહસ્તનશીબ થવું. ઇ. સ. ૧૮૫૧. સં. ૧૯૦૭.

મરહુમ હામદખાંનજીના વખતમાં મહોબતખાંનજી નજરકેદ તરીકે હતા, એમ આપણે વાંચી ગયા. તે વખતે તેને રાધનપુરના નવાબ જોરાવરખાંનજીએ રાજકોટના પોલીટીકલ એજન્ટ મારફત ખુલાસો કરાવી રાધનપુર બોલાવેલા હતા કેમકે તેની પોતાની શાહજાદી કમાલબખ્તા સાહેબા સાથે સાદી કરવાની હતી; સાદી થયા બાદ મહોબતખાંનજી રાધનપુરમાંજ હતા તેવામાં જુનાગઢમાં હામદખાંનજી ગુજરી ગયા તેથી તખ્તનસીન કરવા સારૂ જુનાગઢની રયાસતનાં માણુસોએ તેમને બોલાવવાને રાધનપુર માણુસ મોકલ્યાં; મહોબતખાંનજી જુનાગઢ આવી સંવત્ ૧૯૦૭ ના અશાડ વદ ૧૩, તા. ૧૧ અગષ્ટ સને ૧૮૫૧, તા. ૧૧ મી રમઝાન સન ૧૨૬૭ હીજરી, શુક્રવારને રોજ તખ્તનસીન થયા.

મહોબતખાંનજી બીજાનું તખ્તનસીન થવું.ઇ.સ.૧૮૫૧, સવંત ૧૯૦૭.

મહોબતખાંનજી સંવત્ ૧૮૯૩ ના વૈશાક વદી ૧૨ રવીવાર તારીખ ૨૧ મી મે, સને ૧૮૩૭ ઇસ્વી. તારીખ ૧૫ મી સફર સન ૧૨૫૩ હીજરીને રોજ જુનાગઢમાં બેગમ નાજુબીબી સાહેબાને પેટે

જન્મેલા હતા. એ નાજુબીબી સંવત્ ૧૯૬૮-૬૯, ઈ. સ. ૧૮૧૨-૧૩ માં જન્મેલાં હતાં. જે તા. ૨૫ નવેંબર સ. ૧૮૬૯ માં ગુજરી ગયાં.

નાજુબીબી સાહેબા તથા ચાઈતાંબુની પ્રીતી.

નાજુબીબી સાહેબા પાસે કુલ મુખત્યાર તરીકે પેસકાર ચાઇતીબુ કરીને હતી તે ચાઇતીબુ બહાદુરખાંનજીના ચેલા લાલખાં રહેખાંની ઓરત હતી. એ લાલખાંને બહાદુરખાંનજીએ પોતાના કબીલા નાજુબીબી સાહેબાની દેવડીની નોકરીમાં સોંપેલ હતો. તેથી તેની ઓરત હમેશાં નાજુબીબી સાહેબા પાસે રહેતી તેથી તેની સાથે ભૂબ-થીજ પ્રીતિ બંધાણી હતી તોપણ તેના ગુણ હુશિયાર મરદનાથી ચડે તેવા હતા. તે મસલતમાં અને સલાહ દેવામાં પ્રવીણ હતી, ને હીંમતવાન, સહાસિક અને શૂરવીર હતી, તેથી દરેક કામમાં નાજુ-બીબી સાહેબાને વિશ્વાસપાત્ર થઇ હતી. આ ચાઇતીબુ નવાબ સાહેબ ગાદીએ બેસતાં રાજ્યના સંબંધમાં જોડાણી તે એટલે સુધી કે, નાજુ-બીબી સાહેબા નવાબ સાહેબની લઘુ વયને લીધે તમામ રાજ્યકાજમાં તેનો ભરોંસો રાખી દરેક પગલું તેની સલાહ પ્રમાણે ભરતાં.

પંચનો કાર્યભાર ઈ. સ. ૧૮૫૨

નવાબ સાહેબ મહોબતખાંનજી તખ્તનશીન થયા તે વખ્તે તે-મની ઉમર ૧૪ વર્ષની હતી તેથી તેઓ ઉ-મરે પહોંચતાં સુધી સંવત્ ૧૯૦૮ ની શરૂ-આતમાંથી રાજ્યકાર્યભાર ચલવવાનું કામ પોલીટીકલ એજન્ટ સા-હેબે ચાર ગૃહસ્થો પંચ નીમી પાંચ વર્ષ તેને હાથથી ચલવવાનું મુકરર કર્યું. જે પંચના કાર્યભારના નામથી પ્રસિદ્ધ છે, એ પંચ-માં બાટવાના બાબી મહંમદખાંનજી, ચાલતા કાર્યભારી અનતજી અમરચંદ અને જુના કારભારી હબીબખાં શરવાણી એ ત્રણ હતા, વ-ળી તેની સાથે મર્હુમ હામદખાંનજીના કુટુંબીની સગવડ, દેખરેખ અને હકોની સંભાળગત રાખવા સારૂ જમાદાર સાલેહ હીંદીને પણ રા-ખ્યા હતા.

પંચ માંહેલાની બદલી ઈ. સ. ૧૮૫૪ -૫૬. સં. ૧૯૧૦—૧૨.

બે વર્ષ પછી સંવત્ ૧૯૧૦, ઇ. સ. ૧૮૫૪ માં હબીબખાંન ગુ-જરી ગયા તેની જગોએ જમાદાર હામદ અબ્દલા એદ્રુશને ઠરાવ્યા, અને તે પછી ૨ વર્ષે એટલે સંવત્ ૧૯૧૨ સને ૧૮૫૬ માં બા-

બી મહંમદખાંનજી ગુજરી જતાં તેની જગોએ તેના પુત્ર શેર બુલંદખાંનજીની નીમણોક થઇ. એજ વર્ષમાં નવાબ સાહેબે જાહેર કર્યું કે, "રાધનપુરવાળા કમાલબખ્તોનો પુત્ર હામદખાંન મારો પુત્ર નથી."

અનતજી તથા હામદમીયાંનો કાર્યભાર ઈ. સ. ૧૮૫૭. સં. ૧૯૧૩.

પંચનાં પાંચ વર્ષ પુરાં થયાં પછી શેર બુલંદખાંનજીને મોકુફ કરી અનતજી અમરચંદ અને મીયાં હામદ એદ્રુશ એ બન્ને નામનો જોઇન્ટ કાર્યભાર સંવત્ ૧૯૧૩ સને ૧૮૫૭ ની સાલથી મુકરર કર્યો.

કાર્યભારમાં ગડબડ અને તેથી નવાબ સાહેબ અને માજી સાહેબનું રાજકોટ પધારવું. ઈ. સ. ૧૮૫૯. સં. ૧૯૧૫.

પંચના વખતથી અને તે પછી પણ માજી નાજુબીબી સાહેબા પાસે મતલબી માણસો હમેશાં કાર્યભારમાં ગડબડ કરતાં હતાં તેથી પોલીટીકલ એજન્ટ સાહેબે કાર્યભારીની તરફેણમાં રહી.માજી સાહેબ તરફ કાર્યભારમાં ગડબડ નહીં થવા દેવા તાકીદ રાખ્યા કરતા હતા, તોપણ એ ગડબડ બંધ પડી નહીં, અને દિવસે દિવસે વધતી ચાલી તે એટલે સુધી વધી કે આખરે સંવત્ ૧૯૧૫, ઇ. સ. ૧૮૫૯ ના ચોમાસામાં નવાબ સાહેબ તથા માજીસાહેબની સ્વારીને એ લોકો રાજકોટ સુધી પોલીટીકલ સાહેબ પાસે લઇ ગયા. આ વખતે પોલીટીકલ સાહેબના હોદા ઉપર કર્નલ બહાર સાહેબ હતા, અને તેવામાં તેને પગે અસહ્ય ઇજા થયેલી હતી તેથી તે નવાબ સાહેબની અને માજી સાહેબની મુલાકાત લઇ શકયા નહીં અને તરત સીકલીવ ઉપર વિલાયત ગયા. તેના ગયા પછી ઇંચાર્જ પોલીટીકલ કપ્ટાન બ્લાક સાહેબ ઠર્યા, તેણે નવાબ સાહેબ અને માજી સાહેબની મુલાકાત લીધી. એ મુલાકાતમાં અનતજી અમરચંદ અને મીયાં હામદનો કાર્યભાર મોકુફ કરી પોતાને અનુકુલ પડતો કાર્યભારી રાખવા દરખાસ્ત પાસવાન માણસોએ નવાબ સાહેબ પાસે કરાવી, પણ તે દરખાસ્ત સાહેબ મોસુફે મંજુર ન કરી એટલુંજ નહીં પણ આવી રીતની હમેશની ગડબડ ન થાય એવો બંદોબસ્ત કરવા તાકીદ કરી. નવેસરથી ૮ વર્ષના બંદોબસ્તે એ બે કાર્યભારી સાથે પીરજાદા નનામીયાં અમદાવાદવાળાને ભેળવી ત્રણ જણ પંચ ઠરાવી તેના હાથમાં રાજય કાર્યભારનું કામ

નવેસરથી ૮ વરસના બંદોબસ્તે પંચના કાર્યભારની ગોઠવણ.

સોંપ્યું, અને એ પ્રમાણેનો બંદોબસ્ત કાયમ કરવા આસીસ્ટન્ટ પોલીટીકલ સાઢ સાહેબને નવાબ સાહેબ સાથે જુનાગઢ મોકલ્યા. સાઢ સાહેબે જુનાગઢ આવી રયાસતનાં માણસોને પંચ પાસે રજુ રહેવા ફરમાવ્યું તેમજ સીબંદીના તમામ જમાદારોને ભેળા કરી આ બંદોબસ્ત પ્રમાણે ચાલવા હુકમ કર્યો પણ તેઓએ નવાબ સાહેબની મરજી પ્રમાણે રજુ રહેવા શક ભરેલો જવાબ દીધો. આ પ્રમાણે સીબંદીના માણસોનું શક ભરેલું બોલવું તથા હજુરમાં મતલબી માણસોનું જે ટોળું હતું, તેઓએ પણ આ પંચનો કાર્યભાર મંજુર નહીં રાખવાની તકરાર જારી રાખેલી જેથી બલવો થવાની

જુનાગઢમાં બલવાની ધાસ્તી અને તેનો બંદોબસ્ત કરવા મે. ફારબસ સાહેબનું જુનાગઢમાં આવવું. સં. ૧૯૧૫ ઇ. સ. ૧૮૫૯.

ધાસ્તી રાખી સાઢ સાહેબે એકદમ મદદ મળવા માટે મુંબઇ સરકારમાં રીપોર્ટ કર્યો. સાઢ સાહેબનો રીપોર્ટ મુંબઇ જતાં તેમના "બલવા"ના શબ્દો ઉપર વધારે વજન રાખી મે. ફારબસ સાહેબને કાઠિયાવાડના આકટીંગ પોલીટીકલ એજન્ટ ઠરાવી જુનાગઢ જઇ બંદોબસ્ત કરવા હુકમ કર્યો. સાહેબ મોસુફ સરકારી સ્ટીમર લઇ સંવત ૧૯૧૫ ના આસો માસમાં એકદમ ઘોઘે ઉતર્યા. ફારબસે જુનાગઢ આવી જોયું તો ત્યાં બલવા જેવું કાંઇ દીઠું નહીં.

પંચના કાર્યભારનું મોકુફ થવું અને શેઠ ડુંગરશી દેવશીના કાર્યભારનું નકી થવું. ઇ. સ. ૧૮૬૦. સં. ૧૯૧૬.

પણ નવાબ સાહેબની કાર્યભારી ફેરવવાની આગ્રહ પૂર્વક માગણીથી અનતજી વગેરે કાર્યભારીનું રાજીનામુ લેવરાવી સંવત ૧૯૧૬ ના મહા સુદી ૧૦ તા ૧ લી ફેબ્રુવારી સને ૧૮૬૦ થી કચ્છના ક્ષત્રી ડુંગરશી દેવશીના કાર્યભારનો બંદોબસ્ત કર્યો, અને પોતે એજ સાલના વૈશાક માસની આખરીમાં ગોપનાથથી સ્ટીમરમાં બેસી સુરત રવાના થયો અને તેની જગો સાઢ સાહેબને મળી.

અનંતજી અમરચંદના કાભારનો વખત ઇ. સ. ૧૮૪૩ ૧૯૦૦થી ઇ. સ. ૧૮૬૦ સં૧૯૧૬ સુધી.

અનતજી અમરચંદે એ પ્રમાણે સંવત ૧૯૦૦ ના માર્ગશીર્ષ સુદી ૨ સને ૧૮૪૩ તા. ૨૩ માં નવેંબર થી તે સંવત ૧૯૧૬ ના માહા શુદી ૧૦ તા. ૧ લી ફેબ્રુવારી સને ૧૮૬૦ સુધી એમ ૧૬ વર્ષ કાર્યભાર કરેલો છે અને પછી પણ આ

ક્ટીંગ પોલીટીકલ એજન્ટ કર્નલ હારલસ સાહેબની સલાહથી રાજીનામું આપી કાર્યભાર છોડયો. રાજીનામું આપતી વખતે પણ તેને બહુ માન-સાથે ગામ, ગીરાસ, વાડી વજીફા, મશાલ, છત્રી વગેરે તમામ અમી-રી મરતબો કાયમ રાખી કાર્યભારીના બોજા ઉપરથી મુક્ત કર્યા હતા.

ડુંગરશી દેવશી શેઠના કાર્યભારમાં મુનશી બળવંતરાય વગેરેનું ચલણ. ઈ. સ.૧૮૬૦ સં.૧૯૧૬.

ડુંગરશી દેવશી કાર્યભારી થયા પણ પોતે શરીરે અશક્ત હતા તેને લીધે રાજ્યકામ જાતે કરી શકતા નહોતા તેથી જે પ્રથમથીજ પંચના કાર્યભાર વિરૂદ્ધ માજી સાહેબને બદસલાહ આપી પંચના કામ ઉપર અરૂચી ઉત્પન્ન કરાવનાર મુનસી બળવંતરાય અને ગાંધી લક્ષ્મીચંદ વગેરે હતા, તે આ શેઠના કાર્યભારમાં પેશકાર થયા એ-ટલે કામ કાજ બધું તે ચલાવવા લાગ્યા. તે વખતે કેશવજી તથા વિરજી નામના જુનાગઢના રહીશ લુવાણા જાતના બે સગા ભાઇ રાજ્યમાં કુલકુલ્લાં મુખ્તાર હતા, તેઓ પહેલાં ડોળી ઉપાડવા વગેરે મજુ-

ઠક્કર કેશવજી તથા વીરજી બંન્ને ભાઇનો રાજ્યમાં પ્રવેશ. ઈ.સ.૧૮૬૦,સં.૧૯૧૬.

રીનો ધંધો કરતા; કેશવજી નાનો ભાઇ પણ તે લખી વાંચી જાણતો તેથી વેપારીને ત્યાં વાણોતરની નોકરી કરતો. જ્યારે નવાબ સાહેબ મહોબતખાંનજીની સ્વારી સાદી સારૂ રાંધનપુર ગયેલ ત્યારે ચાઇતીબુનો મીયાંનો ઉપાડવા જે. ડોળીવાળા ગએલા તેમાં વીરજી પણ ગયો હતો તે વખતે તેણે રસ્તામાં ચાઇતીબુની સારી નોકરી બજાવી હતી, તેથી ચાઇતીબુના મનમાં એ નોકરીવલ્લું માણસ છે એમ ઠસી ગએલ તેમજ તે ત્યાંથી પાછો આવેલ અને હામદખાંનજી ગુજરી ગયા ત્યારે મહોબતખાંનજીને ગાદીનશીન થયાની વધામણીના ખબર લઇ પાછો રાધનપુર ખેપે ગયો હતો; એ ખેપના બદલામાં તેણે નોકરી માગી હતી, અને ચાઇતીબુએ તેના લાયક નોકરી આપવાનું કબુલ કરેલ, જે ઉપરથી નવાબ સાહેબ ગાદીનશીન થયા પછી ચાઇતીબુએ વીરજીને પોતા પાસે લુગડાંલતાં સંભાળવા સારૂ ખવાસી કામમાં નોકર રાખ્યો. રફતે રફતે તેણે પોતાનો પગ વધાર્યો અને બે ચાર વર્ષ પછી પોતાના ભાઇ કેશવજીને ચાઇતીબુ પાસે નોકરી અપાવી. પોતે માજી સાહેબ પાસે નોકર રહ્યો. કેશવજી શરૂઆતમાં ચાઇતીબુનું

ખાનગી કામ લેવડદેવડ હીસાબ વગેરેનું કરતો. ચાહતીખુ પાસેથી આમ પ્રસંગે કેશવજીને વખતે વખતે માજી સાહેબ પાસે જવાનો પ્રસંગ પડતો તેથી થોડા દિવસ બાદ કેશવજીને સરકારી પાયગાનું ઉપરીપણું મળ્યું અને તેના તાબામાં કેટલાક સ્વાર સોંપાણા અને દરેક રાજદરબારી કામમાં એ બન્ને ભાઇ ચાહતીખુ પાસે ભરોસાપાત્ર થતા ગયા.

કેશવજી તથા વીરજીનું જોર.

જ્યાં સુધી અનંતજી તથા મીયાં હામદનો કાર્યભાર રહ્યો ત્યાં સુધીમાં તેઓનો મુલકી કામમાં દખલ નહીં હતો, પણ જ્યારથી ડુંગરશી શેઠનો કાર્યભાર થયો ત્યારથી તેઓએ એ કામમાં પણ પ્રવેશ કર્યો અને પોતાનાં સગાં વહાલાં સંબંધીઓને મહાલોમાં નોકરી આપી રાખ્યા; તોષાખાનું અને નવાબ સાહેબના પોશાક, દાગીના વગેરે ખાનગી કામ એ બે ભાઇઓને સુપ્રિત હતું. એવી રીતે વગદાર અને કાબુદાર થતાં છેવટે એટલે સુધી વધ્યા કે ડુંગરશી શેઠનો કાર્યભાર બંધ કરાવી નવા કાર્યભારીના નામમાં ગોકલજી સંપતરામ ઝાલા સાથે કેશવજીનું નામ દાખલ કરવા હજુરમાંથી દરખાસ્ત કરી હતી પણ તે પોલીટીકલ એજન્ટ મેજર એ. વાય. શોર્ટ સાહેબે મંજુર કરી નહીં તોપણ માજી સાહેબના પુરા વિશ્વાસુ અને હજુરમાં પુરા કાબુદાર હતા તેથી કામકાજ સારૂ પોતા પાસે મીયાં હામદ એદ્રુશ તથા નુરખાં મોલવીને રાખ્યા.

ડુંગરસી શેઠના કાર્યભાગમાં સડો અને બળવતરાય વગેરેનું રાજ્યથી દુર થવું. ઈ. સ. ૧૮૬૦, સં. ૧૯૧૭.

ડુંગરશી શેઠનો કાર્યભાર હજુરી લોકો સાથે સુલેહસંપથી ચાર માસ ચાલ્યો તે પોતાને સરકારમાંથી રાજ્ય મોહોર આપવાનો કરાર હતો તે પાછળથી ન આપી એ ઉપરથી તેણે એ લોકોની એજન્સીમાં ફરીયાદ લખી તે દિવસથી ડુંગરશી શેઠના કાર્યભારના મૂળમાં સડો પેઠો. તેની અશક્તિનો સબબ દર્શાવી આ૦ પો૦ એ૦ સાઢ સાહેબ તરફ નવાબ સાહેબ તરફથી તેનો કાર્યભાર મોકુફ કરવાનું લખાણ ગયું પણ સાઢ સાહેબે એક એવો પ્રતિબંધ આડો લાવી મૂક્યો કે, "જે લોકોને ખટપટી ગણી કર્નલ લાંગ સાહેબે રાજ્યથી દૂર કર્યા છે તેમને તમે પાછા દાખલ કર્યા; તેનો સંગ છોડી દો તો તમે રાજ્યને સારી સ્થિતિમાં લાવવા ચહાઓ છો એવી અમારી ખાત્રી થાય,

અને તેમ થયા પછી કાર્યભારી ફેરવવાની સલાહ અમે આપી શકશું.” ડુંગરશી શેઠનો કાર્યભાર ફેરવવાની આતુરતાથી માજી સાહેબે એ કડવો ઘુંટડો પીવાનું કબુલ કર્યું અને સંવત્ ૧૯૧૭ ના કાર્તિક સુદી ૭ તા૰ ૨૦ નવેંબર સને ૧૮૬૦ ને રોજ મુનશી બળવંતરાય વગેરેને રાજ્યથી દૂર કર્યા.

એ પછી પોલીટીકલ એજન્ટના હોદ્દા ઉપર મેજર જે. ટી. બહાર સાહેબ નિમાયા તે સમયે વળી ડુંગરશી શેઠે નવાબ સાહેબ તો મારો કાર્યભાર રહેવા દેવા રાજી છે પણ માજીસાહેબ વગેરે મને દૂર કરવા ધારે છે એમ એજન્સીમાં જાહેર કર્યું. એ ઉપરથી બહાર સાહેબે નવાબ સાહેબને રૂબરૂ પુછવા ઉપર રાખી થોડા માસ તેનો કાર્યભાર જેમનો તેમ ચાલવા દીધો અને બીજી તરફથી નવાબ સાહેબ પાસે નવા કાર્યભારીનું નામ માગ્યું.

ડુંગરશી શેઠના કાર્યભારનું આખર વર્તું ઈ. સ. ૧૮૬૧. સંવત ૧૯૧૭.

આ વખતે નવા કાર્યભારી દાખલ ગોકુલજી સંપતરામ ઝાલા અને કેશવજી ઠકર એ બેનાં ભેગાં નામ રાખવા નવાબ સાહેબ તરફથી દરખાસ્ત રજુ થઇ. બહાર સાહેબે કેશવજીનું નામ મંજુર રાખ્યું નહીં. આખર બહાર સાહેબે નવાબ સાહેબને વેરાવળ મુકામે રૂબરૂ ડુંગરશી શેઠના કાર્યભાર વિષે પૂછ્યું. જેમાં તેઓ પણ કાર્યભાર ફેરવવા રાજી છે એમ જણાયાથી સંવત્ ૧૯૧૭ ના ચૈત્ર વદી ૨ તારીખ ૨૬ મી એપ્રીલ સને ૧૮૬૧ ને રોજ ડુંગરશી શેઠનો કાર્યભાર બંધ કર્યો.

ડુંગરશી શેઠે પોતાના અમલમાં મોરબીના હીરાચંદ દફતરીના ભત્રિજા ડોસા પારેખ નામના વાણીયાને પાટણ, સુત્રાપાડાના ફોજદારની જગો આપી હતી એ ડોસા પારેખે હરામખોર વાઘેર લોકો જેઓ તે વખતે આખા કાઠિયાવાડને ધ્રુજાવતા હતા તેને આશ્રય આપી સંસર્ગ કરેલો અને તે ડુંગરશી શેઠની મરજી મેળવીનેજ કરેલો એમ પાછળથી ખબર પડી એ ડોસો પારેખ ડુંગરશી શેઠનો જુનાગઢમાંથી કાર્યભાર આળશ્યા પછી રાજકોટ ગયેલો ત્યાં રખેને એ વાત ઉઘાડી પડે એવા અંદેશાથી ડુંગરશીએ તેનો ઘાટ ઘડવાનો ઇરાદો

ડુંગરશી શેઠની એજન્સીમાં ફોર્ટ ચલી ઈ. સ. ૧૮૬૧, સંવત ૧૯૧૮.

કર્યો, અને એમ સંભળાય છે કે, ડુંગરશી શેઠે પોતાનો રાખેલ એક બાવો હતો તેને હાથે ડોસાપારેખને સોમલ દેવરાવ્યો જેથી તેનું મરણું થયું. તે ડોસાપારેખે પોતાની અંતકાળની જુબાનીમાં પણ પોતાનું મરણું સોમલથી થયું છે એમ લખાવ્યું છે એટલુંજ નહીં પરંતુ તેને વમન થયેલું તે ડાકટરે તપાસી એમાં સોમલ છે એમ સિદ્ધ કરેલું આ શક ઉપરથી સંવત્ ૧૯૧૮, સને ૧૮૬૧ ના કારતક એટલે નવેંબર માસમાં ડુંગરશી શેઠ અને તેના રાખેલા બાવાની રાજકોટમાં કોર્ટ થઇ તેમાં બાવાને યોગ્ય શિક્ષા કરી અને ડુંગરશી શેઠની ગેર આબરૂ કરી એજન્સીનો બંગલો બંધ કર્યો.

રા. ગોકુલજી સંપત્તિરામનો કાર્યભાર. ઈ. સ. ૧૮૬૧. સં. ૧૯૧૭.

ડુંગરશી શેઠનો કાર્યભાર આળશ્યા પછી સંવત્ ૧૯૧૭ ના વૈશાક શુદી ૧૩, તારીખ ૨૨ મે, સને ૧૮૬૧ ઇસ્વીથી ઝાલા ગોકુલજી સંપત્તિરામનો કાર્યભાર મુકરર થયો પણ કેશવજી તથા વીરજીનું જોર તે વખતે પણ તેવુંજ હતું.

કેશવજીનું એજન્સીમાં કેદ પડવું ઈ.સ ૧૮૬૨,સ.૧૯૧૮

કેશવજી અને વીરજીએ પોતાના બે મસલતીઆની મદદથી આશરે ૭ માસ સુધી પૂર્ણ સત્તા ધારણ કરી રાજકામ ચલાવ્યું, ત્યાર પછી એજ ડોસા પારેખના કામ સંબંધમાં કેશવજી અને તેના મસલતીઆ હાંમદ એદુશ તથા નુરખાં મોલવી તેઓને પણ બહાર સાહેબે માર્ગશિર્ષ માસમાં રાજકોટ તેડાવ્યા, અને મરનાર ડોસા પારેખના કાગળોમાંથી કેશવજીનાં લખાવેલાં કાંઇ દસ્તાવેજો મળી આવ્યાં તેથી એ ત્રણે જણને એજન્સીમાં કેદ રાખ્યા.

નવાબસાહેબનું સ્વતંત્ર થવું અને તે સારૂ વપરાવવું ઈ. સ. ૧૮૬૨. સં. ૧૯૧૮.

નવાબ સાહેબ મહોબતખાંનજી પોતાનાં માજી સાહેબ તથા તેમની માનીતી ચાઇતીબુના હાથમાં તમામ રાજ્યસત્તા રહેલી તેથી અને હલકી તથા નાલાયક માણસોને રાજ્યમાં ભેળાં કરેલાં તેથી રાજ્યની ખરાબી થતી જોઇ ઘણુંજ નારાજ રહેતા હતા અને એ વાત તે પોતા પાસે રહેનાર વજીર શેખ બહાવદીન પાસે વખ્તોવખ્ત જાહેર કરતા. વજીર મોસુફે રયાસતના જમાદાર સાલેહીદી તથા જ-

માદાર જમાલખાં તથા અબુલપંચ, અને જમાદાર મહંમદ મીન સાહેબને પણ એ વાતથી વાકેફ કર્યા હતા, છેવટે માજી દિવાન અનતજી અમરચંદ મારફત પોલીટીકલ એજન્ટ કર્નલ બહાર સાહેબને પણ ગોસ ગુજાર કરેલ એટલુંજ નહીં પણ નવાબ સાહેબે પોતાના હસ્તાક્ષરથી રાજકોટમાં જે ત્રણ કેદી છે તે રાજ્યના પૂરા નીમકહરામ છે એવા ત્રણ વખત પત્ર લખેલા હતા.

કર્નલ બહાર સાહેબ પણ જુનાગઢના રાજ્યની બહેતરી અને માજી સાહેબ વગેરેના હાથમાંથી અખ્યયાર લઇ નવાબ સાહેબને સોંપવા ઇચ્છતો હતો. તેથી કપ્ટાન એલીયટ સાહેબને જુનાગઢ તપાસ કરવા મોકલ્યો પણ તેનું કોલેરાથી અકસ્માત જુનાગઢમાં મર્ણું થતાં તેની જગોએ કોલસનની નીમણુક થઇ. તે કોલસનનું જ્યારે વંથલી મુકામ થયું હતું ત્યારે તેની પાસે જમાદાર સાલેહીંદી તથા જમાદાર જમાલખાં નવાબ સાહેબની હકીકત જાહેર કરવા ગયા. આખર નવાબ સાહેબ વજીર બહાવદીન તથા બેચાર સ્વારને સાથે લઇ સંવત્ ૧૯૧૮ ના જયેષ્ટ શુદી ૭ બુધવાર, તારીખ ૫ જુન સને ૧૮૬૨ ને રોજ દિવસના ૨ કલાકે પોતાની મા તથા ચાઇતીણુના કબજામાં કેદ તરીકે રહેતા તે લાગ જોઇ ચુપકીથી એકદમ વંથલી પધાર્યા અને સાલેહીંદી વગેરે રયાસતનાં માણુસોને પાછળથી ખબર કર્યાં તેથી તેઓ પણ વંથલી જઈ પહોચ્યા. નવાબ સાહેબે મી. કોલસન સાહેબ રૂબરૂ પોતા ઉપર ગુજરતો જુલમ તથા રાજની ગડબડ જાહેર કરી અને હવેથી પોતાને જાતે જુનાગઢનો બંદોબસ્ત કરી આપવાની દરખાસ્ત કરી અને પોતે રાજ્યમાં પાછાં જતાં સુધી રયાસતમાં સમાધાની રાખવા સારૂ સાહેબ મોસુફની મદદ માગી જેથી મી. કોલસને એજન્સીના ટ્રેજરર મજમુદાર મણીશંકર જટાશંકર જે તે વખતે જુનાગઢમાં રજા ઉપર આવેલ તેને ભલામણુ લખી પોતાના શીરસ્તેદાર અમૃતરાયને સમાધાની રાખવા સારૂ જુનાગઢ મોકલ્યો અને એ સર્વે બનાવોનો પોલીટીકલ એજન્ટ કર્નલ બહાર સાહેબ તરફ રીપોર્ટ કર્યો. જેથી કર્નલ બહારે અતિ ખુશી બતાવી પોતા પાસે જુનાગઢના કાર્યભારી ઝાલા ગોકુલજીને હાજર રાખેલ તેને કાગળ આપી વંથલી મોકલ્યો તેમાં નવાબ સાહેબને એવી સલાહ આપી હતી કે તમારે સા-

રા હુશીયાર અને જુના વાકેફગાર માણુસોને રયાસતમાં રાખી સારી રીતે રાજ્ય ચલાવવું અને મી ફાલસનને એવી ભલામણ લખી હતી કે. તમારે જુનાગઢ જઇ માજી સાહેબ વગેરેને વગર તોફાને રંગમેહેલ છોડવાનો બંદોબસ્ત કરી આપવો.

નવાબ સાહેબનું જુનાગઢમાં પધારવું. ઇ.સ. ૧૮૬૨ સં. ૧૯૧૮.

એજ સાલના અષાઢ માસમાં કર્નલ બહાર સાહેબની સ્વારી વંથલી આવી, નવાબ સાહેબને વંથલીથી જુનાગઢ પધરાવ્યા અને તેની માગણી મુજબ માજી સાહેબને રંગમહેલમાંથી સમાધાની સાથ રજા આપી બીજા સરકારી મહેલમાં જઇ રહેવાનો બંદોબસ્ત કર્યો અને ચાર્લ્તીબુને જુનાગઢની સરહદ છોડાવી, જેથી તે ધોરાજી રહી. એ પ્રમાણે તમામ મનમાનતો બંદોબસ્ત કરી કર્નલ બહાર સાહેબની સ્વારી રાજકોટ ગઇ.

કર્નલ બહાર સાહેબને મુલથી પ્રથમ ઠપકો અને પાછળથી સાબાશી.

મુંબઇ સરકારથી કર્નલ બહાર સાહેબને બરતર્ફીનો હુકમ મળ્યો તેનું કારણ સરકારના સમજવામાં એમ આવ્યું હતું કે, નવાબ સાહેબને મા દીકરા વચ્ચે ખટપટ ચલાવી સાહેબ મોસુફે જુદાઇ કરાવી અને એવા કામમાં પડવાની સરકારની બીલકુલ ઇચ્છા નહોતી માટે તેમ કરવાથી નવાબ સાહેબ નારાજ થયા હશે અને પોતાનું અપમાન માન્યું હશે એવું મુંબઇ સરકારથી લખાણ લઇ કર્નલ આંડરસન સાહેબ, આકટીંગ પોલીટીકલ એજન્ટ અને કર્નલ હેબર્ટ સાહેબ આ. પો. એ ફરી જુનાગઢ આવ્યા અને સરકારી લખાણ નવાબ સાહેબને રૂબરૂમાં બતાવ્યું તે ઉપરથી નવાબ સાહેબે ઘણીજ દીલગીરી બતાવી અને આવનાર સાહેબોને ખુલ્લું જાહેર કર્યું કે, "કર્નલ બહાર સાહેબે તો મારો જહાન બચાવ્યો છે ને મારી રયાસતને પારાવાર નુકશાન થતું અટકાવ્યું છે. તે માટે સરકારથી તેને સાબાશી મળવી જોઇએ તેને બદલે તેને બરતરફી મળી એથી હું ઉલટો નારાજ થયો છું, અને તેમાં મારૂં ઘણું અપમાન થયું ગણુંછું એમ સાફ સરકારને જાહેર કરો." નવાબ સાહેબ આટલું બોલી બેસી રહ્યા નહીં, પરંતુ મુંબઇ સરકાર અને પોલીટીકલ સાહેબ તરફ લખાણ કરી એથી

મુંબઇ સરકારમાં ખરી હકીકત જાહેર થતાં કર્નલ બહાર સાહેબના ચડેલા પગાર સહીત બહાલી કરવામાં આવી તથા તેને ઘણીજ સાબાશી આપી.

કેશવજી ઉપર ચાલેલી કોર્ટ. સં. ૧૯૧૮. ઇ. સ. ૧૮૬૨.

સંવત્ ૧૯૧૮ ના શ્રાવણ માસમાં કેશવજી વગેરે ત્રણ જણના કામની કર્નલ લાઙ સાહેબની રજુવાતે જુનાગઢમાં કોર્ટ થઇ તેમાં તેઓ ઉપર મુકેલ ચાર્જ સાબીત થતાં કેશવજીને ૧૦ વર્ષની અને તેના બે મસલતીયાને ૯ નવ વર્ષની શિક્ષા થઇ.

કેશવજી સારુ કાનન બારીસ્ટરનું આવવું. ઇ.સ ૧૮૬૨. સં. ૧૯૧૮.

કેશવજી વગેરે રાજકોટમાં કેદ થયા પછી તેના ભાઇ વીરજી તથા તેના બીજા અવિચારી અને અભણ સત્તાધારી નોકરોએ મુંબઇથી એક કાનન નામના યુરોપિયન બારીષ્ટરને કેશવજીને છોડાવવા સારૂ પોલીટીકલ એજન્ટ પાસે રાજકોટ મોકલ્યો પરંતુ ત્યાંથી પણ કરેલ ઠરાવ બહાલ રહ્યો.

વીરજીનું કેદમાં જવું અને ત્યાં તેનું મર્ણ થવું. સં. ૧૯૧૮, ઇ. સ. ૧૮૬૨.

નવાબ સાહેબ માજી સાહેબ પાસેથી નારાજ થઇ જ્યારે સંવત્ ૧૯૧૮, સને ૧૮૬૨ માં મી. કોલસન સાહેબની સ્વારીમાં વંથલી પધારેલા ત્યારે પાછળથી વીરજી માજી સાહેબને ઉશ્કેરી કેટલાંક હથીયારબંધ માણસો સાથે લઇ વંથલી આવ્યો હતો. એ બાબતથી નવાબ સાહેબે નારાજ થઇ વીરજીને વંથલીમાં કેદ કર્યો ને જુનાગઢ મોકલી દીધો ત્યાં તેને ઉપરકોટની મેડીમાં કેદ રાખવામાં આવ્યો હતો તે સંવત્ ૧૯૧૮ ના ભાદરવા માસમાં કેદમાંથી છટકી નાસવા જતાં કોઠાની બારીમાંથી ખાઇમાં પડી ગયો જેથી તેને સખત જખમો થયા અને એ બીમારીમાં ૭-૮ દિવસ ઇજા ભોગવી મર્ણ પામ્યો.

કેશવજીનું મર્ણ થવું. ઇ. સ. ૧૮૭૧ સં. ૧૯૨૮.

કેશવજીને ૯ વર્ષ કેદ ભોગવ્યા પછી તેની તબીયત કેદખાનામાં બગડી આવી તેથી બાકીની ૧ વર્ષની સજા માફ કરી તેને છુટો કર્યો. બે માસ પછી સંવત્ ૧૯૨૮ માર્ગશિર્ષ તા. ૧૫ ને રોજ મર્ણ પામ્યો.

ઈ. સ. ૧૮૬૨ તા. ૧૧ માર્ચને રોજ આ રાજ્યને માટે ખાસ વારસ ન હોય તો મુસલમાની ધારા પ્રમાણે નજરાણો આપ્યા વગર દત્તક લેવાની ઇંગ્રેજ સરકાર તરફથી સનંદ મળી.*

દત્તકની સનંદ ઈ. સ. ૧૮૬૨

## નવાબ સાહેબ મહોબતખાંનજીની ત્રણ સાદીઓ થએલી છે.

નવાબ સાહેબની સાદી.
સંવત ૧૯૦૭—૨૩,
ઈ. સ. ૧૮૫૧—૬૭.

**પહેલી સાદી**—સંવત્ ૧૯૦૭, સને ૧૮૫૧ માં રાંધનપુરના નવાબ જોરાવરખાંનજીની શાહજાદી કમાલબખ્તા સાથે થઈ હતી તે બેગમ સંવત્ ૧૯૨૧ માં ગુજરી ગયેલછે.

**બીજી સાદી**—સંવત્ ૧૯૦૯, સને ૧૮૫૩ માં જુનાગઢમાં શેખ હાશમભાઇની દીકરી વજીર શેખ બહાવદ્દીનભાઇની બહેન લાડડી બીબી વેરે થઇ હતી તે સંવત્ ૧૯૨૦ ના આસો સુદી ૧૦ તા૦ ૧૦ અકટોબર સને ૧૮૬૪ ને રોજ ગુજરી ગયેલ છે. તેને પેટે સંવત્ ૧૯૧૨ ના પોષ સુદી ૧૫ તા. ૨૨ મી જાનેવારી સને ૧૮૫૬ ને રોજ પુત્ર બહાદુરખાનજી અવતર્યા

---

* મુંબઇ ગ્રંથમાળા નંબર ૫૭ વાળા દસ્તાવેજની નકલઃ—

જુનાગઢના નવાબને બક્ષેલી સનંદની નકલ તા. ૧૧ મી મારચ સને ૧૮૬૨; હીંદુસ્થાનના જુદા જુદા રાજા અને જમીનદારો જેઓ હમણા પોતાનાં સંસ્થાનોમાં રાજ્ય કરે છે તે રાજ્ય તેઓને નીરંતર કાયમ રહે, અને તેઓના કુટંબનો પ્રતિનીધિ અને મોટાઇ હમેશાં ચાલ્યા કરે એવી ઈચ્છા મલીકા માઆઝમાને થયાથી એ ઇચ્છા પાર પાડે. એ માટે આ સનંદથી હું તમોને તસલ્લી કરૂં છું કે સ્વાભાવીક વારસ ન હોય તો તમારા સ્વસ્થાનનું રાજ્ય ચલાવવા હરકોઈ વારસ મુસલમાની ધારા પ્રમાણે ખોળે લેશો તે થઇ શકશે.

જ્યાં સુધી તમારૂં કુટુંબ સરકારને વફાદાર છે અને તહનામા, સનંદ અગર દસ્તાવેજો જેની સરત પ્રમાણે ચાલવા બ્રીટીશ સરકાર બંધાએલી છે. તે સરત પ્રમાણે ઇમાનદારીથી ચલાવશો ત્યાં સુધી ખાત્રી રાખવી કે, કોઇ પણ રીતે તમારા કોલ કરારમાં અડચણ નહી આવે.

(સહી). કેનીંગ.

**ત્રીજી સાદી**—સંવત્ ૧૯૨૩ ના ચૈત્ર માસમાં રાણુપોરના બાબી સામતખાંની શાહજાદી સરદાર બખ્તા સાથે થઇ હતી. એ બેગમ સંવત ૧૯૩૩ ના માર્ગશિર્ષની તારીખ ૭ સને ૧૮૭૧ માં ગુજરી ગયેલ છે એ રીતે પરણેલી બેગમો શિવાય નવાબ સાહેબને ત્રણ ઉપપત્નિ હતી તેમાં નનીબુ તે સકરાણા વાળા બલોચ મહંમદખાંની પુત્રી, તેને બીમાં તાજબખ્તા નામે પુત્રી અવતરેલી છે. તેના લગ્ન બાટવાના બાબી રૂસ્તમખાના દીકરા શેર બીલનખા સાથે સંવત્ ૧૯૨૯ ના વૈશાક માસમાં થયેલ છે બીજી નુરબીબી સાહેબા અને તે ફોજદાર અબ્દરેહેમાનની પુત્રી તેને પેટે સંવત્ ૧૯૧૪ અશાડ વદી ૪ તા૦ ૩૦ જુલાઇ સને ૧૮૫૮, તા૦ ૧૮ જી-લ્હેજ સને ૧૨૭૪ હીજરીને રોજ રસુલખાનજી પુત્ર થયા છે. ત્રીજી હુરમ છોટીબુ તે મારવાડી જનાર્દનની દીકરી તેને પેટે એદલખાનજી પુત્ર થયેલ છે.

**મુસાફરીઓ**—આ નવાબ સાહેબે ૧૧ મુસાફરી કરી છે જેમાં રાધનપુરની ૧. રાજકોટની ૬. મુંબઇની ૩. અને દીલ્હી તથા હીંદની ૧.

**પેહેલી**—પોતાની સાદી કરવા સારૂ સંવત્ ૧૯૦૭ સને ૧૮૫૧ માં રાધનપુર ગયા હતા.

**બીજી**—અનતજી તથા મીયાં હાંમદ એદુશનો કાર્યભાર ફેરવવા સંવત્ ૧૯૧૫, સને ૧૮૫૯ ના ચોમાસામાં ખટપટી લોકોના કહેવાથી માજી સાહેબ સહિત રાજકોટ પધાર્યા હતા.

**ત્રીજી**—સંવત્ ૧૯૨૩ ના કાર્તિક શુદી ૧૦ તા. ૧૭ નવેંબર સને ૧૮૬૬ માં કીટીંગ સાહેબે રાજકોટમાં ખેતીવાડીના ઓજારો અને યંત્રોના પ્રદર્શનનો મેળો ભર્યો હતો ત્યાં ગયા હતા.

**ચોથી**—સંવત ૧૯૨૬ ના કાર્તિક શુદી ૧૧, તા. ૧૫ નવેંબર સને

૧૮૬૫ ને રોજ ઘોડાની શરત થઇ હતી તે જોવા રાજકોટ પધાર્યા હતા.

**પાંચમી**—મુંબઇના ગવર્નર સાહેબ ફીટ જીરાલ્ડ સંવત્ ૧૯૨૭ ના માર્ગશિર્ષ શુદી ૧૧. તા. ૪ ડીસેંબર સને ૧૮૭૦ માં રાજકોટ પધારેલા ત્યારે દેશી રાજાઓને રાજકોટમાં આમંત્રણ કરેલાં હતાં તેમાં નવાબ સાહેબ મહોબતખાંનજી પણ પધારેલા હતા.

**છઠ્ઠી**—ગવર્નર સાહેબ વુડહાઉસની મુલાકાત લેવા સંવત્ ૧૯૩૧ ના માર્ગશિર્ષ, સને ૧૮૭૪ ના ડીસેંબર માસમાં રાજકોટ પધાર્યા હતા.

**સાતમી**—નામદાર મહારાણી સાહેબના બીજા શાહજાદા ડયુક ઓફ એડીન્બરો સંવત્ ૧૯૨૬ ના માહા વદી ૧૪ તા. ૧ લી ફેબ્રુવારી સને ૧૮૭૦ માં મુંબાઈ પધારેલ તે તેની મુલાકાતે નવાબ સાહેબ મુંબઇ પધાર્યા હતા.

**આઠમી**—નામદાર મહારાણી સરકાર તરફથી નવાબ સાહેબને કે. સી. એસ. આઇ. એટલે નાઇટ કમાન્ડર ઓફ ધી મોસ્ટ અક ઝોલ્ટેડ ઓરડર ઓપ્ ધી સ્ટાર ઓપ્ ઇન્ડીયાનો ચાંદ લેવા સંવત્ ૧૯૨૮ માર્ગશિર્ષ શુદી ૧૦, તા. ૨૧ ડીસેંબર સને ૧૮૭૧ ને રોજ આમંત્રણ થતાં રાજકોટ પધાર્યા હતા, અને ત્યાં કાઠિયાવાડના તમામ રાજાઓનો દરબાર ભરી અમદાવાદના ફોજ ખાતાના કર્નલ રસલ સાહેબે માર્ગશિર્ષ શુદી ૧૫ બુધવાર તા. ૨૭ મી ડીસેંબર સને ૧૮૭૧ ને રોજ મોટી ધામધૂમ કરી ચાંદ આપ્યો હતો.

**નવમી**—ભોપાળની બેગમને ચાંદ આપવા સારૂ મુબઇમાં ગવર્નર જનરલ લોર્ડ નોર્થબ્રુકે કાઠિયાવાડના રાજાઓને નિંમંત્રણ કરેલ તેના દરબારમાં નવાબ સાહેબ સંવત્ ૧૯૨૯ ના કાર્તિક, સને ૧૮૭૩ ના નવેંબર માસમાં પધાર્યું હતા.

**દશમી**—નામદાર મહારાણી સાહેબના પાટવી કુમાર અને હિંદુ-

સ્થાનના ભવિષ્યના રાજા પ્રીન્સ ઓફ વેલ્સ મુંબઈ આવેલ તેના મુલાકાત લેવા નવાબ સાહેબ સંવત્ ૧૯૩૦ આસુ વદ ૭, તા. ૨૮ અકટોબર સને ૧૮૭૪ માં મુંબઈ પધાર્યાં હતા.

અગીયારમી—નામદાર શેહનશાહબાનુએ કેસરેહિંદનો ખીતાબ ધારણ કર્યો તેના મિલાવડામાં સંવત્ ૧૯૩૩ ના માર્ગશિર્ષ વદી ૧ શનીવાર, તા. ૧ લી ડીસેંબર સને ૧૮૭૬ ને રોજ વેરાવળ રસ્તેથી દીલ્હી પધાર્યા હતા, અને ત્યાં તા. ૨૮ મી ડીસેંબર સને ૧૮૭૬ પોષ શુદી ૧૨ ગુરૂવાર ને રોજ દિવસના ૧૦ અને ૪૦ મીનીટે નામદાર વોઇસરોય લોર્ડ લીટનની મુલાકાત લીધી હતી, અને ત્યાં દાખલ થતી વખતે તેને ૧૧ તોપનું માન મળ્યું હતું, પરંતુ મુલાકાત લઇ પાછા વળતી વખતે ૪ તોપ વધારી ૧૫ તોપનું માન આપ્યું હતું, તે માન પોતાની જાતને માટે હતું તા. ૧ લી જાનેવારી સને ૧૮૭૭ ને રોજ નામદાર કૈસરેહિંદ તરફથી પાદશાહી વાવટો પણ મળ્યો.

એ પ્રમાણે નવાબ સાહેબ મહોબતખાનજીએ ૧૧ મુસાફરી કરેલી હતી. તેમણે પોતાના દેશમાં પણ ઘણી મુસાફરી કરી હતી.

સર મહોબતખાનજી કે. સી. એસ. આઈ. ના વખતમાં સુધારાનાં કામો ઘણાં થયાં હતાં. પોતાના પિતા અને ભાઇના વખતમાં મુલકની પેદાશના ઇજારા અપાતા એટલે અમુક ઠરાવેલી ઉધડ રકમ લઇ મુલકનો કબજો ઇજારદારને ઠરાવેલી મુદત સુધી સોંપતા તેથી રૈયત ઉપર એ ઇજારદારો કમાણીના લોભથી જુલમ ગુજારતા તેથી એ ચાલ તદન બંધ પાડી, વહીવટદારો રાખી સંવત્ ૧૯૦૮ સને ૧૮૫૨ થી મુલકનો વહીવટ પોતાને સ્વાધિન લીધો.

સુધારાનાં બાંધકામો.

ઇજરા બંધ થયા ઈ. સ. ૧૮૫૨. સં. ૧૯૦૮

કર માફ કરયો. ઈ. સ. ૧૮૪૨-૬૦,સં. ૧૯૦૮-૨૬.

રૈયત પાસેથી જે ચીલા નામનો કર લેવાતો તે આ રાજ્યમાં માફ થયો. અને વેરાવળ બંદરથી ઉતારૂઓ પાસેથી જે ફી લેવાતી તે સંવત્ ૧૯૨૬, સને ૧૮૬૦ થી માફ કરી, જમીન સંબંધી લોકો પાસેથી નજરાણું લેવાતાં તે રીવાજ સંવત્ ૧૯૦૮, સને ૧૮૫૨ થી બંધ પાડયો.

ન્યાયની કોર્ટોની સ્થાપના ઈ. સ. ૧૮૬૩-૬૪ સં. ૧૯૨૦.

આ વખત સુધી રાજ્યકામ ધોરણ ઉપર નહોતું તે સુધારાપર લાવવાનું માન મરહુમ નવાબ સાહેબ હામદખાંનજીને છે પણ ન્યાયની જુદી જુદી કોરટો સ્થાપી દરેક કામ જુદા જુદા અમલદારોની જવાબદારી હેઠે વહેંચી નાંખી સુગમતા કરવાનું માન આ નવાબ સાહેબે મેળવ્યું છે. સંવત્ ૧૯૨૦, સને ૧૮૬૩-૬૪માં જુનાગઢ તલપદ અને મહાલોમાં દીવાની, ફોજદારી કોરટો સ્થાપી તે કામ ચલાવવાના ધારાઓ ઘડાવી પસાર કર્યા.

પોલીસ ખાતું. ઈ. સ. ૧૮૭૩ સં. ૧૯૨૯.

આજ દિવસ સુધી ફરીયાદ નાયબની દેવડીએ થતી, તે બંધ પાડી આખા મુલકની સંભાળગત રહે એવી રીતે સંવત્ ૧૯૨૯ ના શ્રાવણ, સને ૧૮૭૩ ના અગષ્ટ માસમાં પાંચ સ્ટેશનોમાં પાંચ પોલીસ આસીસ્ટન્ટ સુપરિન્ટેન્ડેન્ટ ઠરાવી કાળા ડ્રેસવાળી પોલીસની નીમણૂક કરી.

ઈજનેરીંગ ખાતાની સ્થાપના, ઈ. સ. ૧૮૭૩. સં. ૧૯૨૯.

સરકારી ઇમારતો અને સડકો વગેરે બાંધકામ અનિયમિત રીતે ચાલતું તે નુકસાનકારક રીવાજ બંધ પાડી સંવત્ ૧૯૨૯, સને ૧૮૭૩ માં ઇજનેરીંગ ખાતું સ્થાપ્યું.

સરવૈખાતાની સ્થાપના. ઈ. સ. ૧૮૮૯ સં. ૧૯૪૬.

મુલ્કની જમીનના સેઢા સીમાડા સારૂ વખતો વખત તકરારો આવ્યા કરતી તે માટે દેશીહીસાબ પ્રમાણે જમીનનું ભરત કરી હદ મુકરર કરતા જેથી અણુધાર્યું નુકશાન થતું તે અટકાવવા સારૂ સરવૈખાતું સ્થાપ્યું. કંપાસ અને દુરબીન તથા શંકુ માપણીથી ભરત

કરી પક્કાં નીશાનો નાંખવાનું કામ ઇ. સ. ૧૮૮૯, સંવત્ ૧૯૪૬ માં ચાલતું થયું. જેથી ઉભય પક્ષવાળાને નુકસાન થતું બંધ પડયું.

છાપખાનાની સ્થાપના. ઈ.સ.૧૮૬૭. સં. ૧૯૨૩-૨૪.

સરકારે શું શું હુકમો કરેલા છે તે લોકોના બરાબર જાણવામાં ન આવતા તે વાસ્તે માસિક ગેઝેટદ્વારા પ્રસિદ્ધ કરવાના નિયમ સ્વતંત્ર રીતે પાર પાડવાના હેતુથી તથા રાજ્ય કામનાં પત્રક, નમુના, ચીઠ્ઠી વગેરે છાપેલાં હોવાથી કામમાં વધુ સુગમતા થાય ઇત્યાદિ કારણોથી "જુનાગઢ સરકારી સૌરાષ્ટ્ર નીતિ પ્રકાશ" નામનું છાપખાનું સંવત્ ૧૯૨૩ આસો સુદી ૨, તા. ૨૯ સપટેંબર સને ૧૮૬૭ ને રોજ સ્થાપી તેમાં "દસ્તુરલ-અમલ-સરકાર-જુનાગઢ" નામનું માસિક ગેઝેટ સંવત્ ૧૯૨૪ ના કાર્તિક સુદ ૨, તા. ૨૯ મી અકટોબર સને ૧૮૬૭ થી પ્રગટ કરવું શરૂ કર્યું.

સૌરાષ્ટ્ર પોસ્ટઓફીસની સ્થાપના ઇ. સ. ૧૮૬૪.

લોકોના ખાનગી કાગલપત્રો આ સંસ્થાનના મુલકમાં એકથી બીજે સ્થળે લઇ જવાનું સરસ સાધન નહોતું, તેથી રૈયતની સગવડ સારૂ અને સરકારી કામના કાગલ પત્રો વગેરે ખેપ ખરચીને ખેપીયા સાથે મોકલવા પડતા જેથી વખતસર તે નહીં પહોંચતા અને કામમાં હરકત આવતી તેથી ૧૮૬૪ માં "સૌરાષ્ટ્ર પોસ્ટ ઓફીસ" સ્થાપન કરી અને સને ૧૮૭૬ માં ધોરાજીથી જુનાગઢ સુધી "ટેલીગ્રાફ" (તાર) ની લાઇન આ નવાબ સાહેબે પોતાને ખર્ચે કરી જનરલ "ટેલીગ્રાફ" (તાર) ખાતાને સાંધી.

ટેલીગ્રાફ (તાર) હાફીસની સ્થાપના ઇ. સ. ૧૮૭૬.

દવાખાનાની તલપદ તથા મહાલે માં સ્થાપનાઇ.સ.૧૮૭૦-૭૬-૭૭. સં.૧૯૨૬-૩૨-૩૩.

સંવત્ ૧૯૨૬ ના અશાડ શુદી ૩ શુક્રવાર, તા. ૧ લી જુલાઇ સને ૧૮૭૦ ને રોજ પોતાની પ્રજાના સુખાર્થે મુંબઇની યુનિવર્સીટીની પરિક્ષામાં પાસ થયેલ ડાકતર અમીદાસ મનજી એલ. એમ. ના હાથ નીચે શહેરમાં દવાખાનું સ્થાપ્યું. તે પછી ઇ. સ. ૧૮૭૬ માં વેરાવળમાં અને સને ૧૮૭૭ માં ઉના માહાલમાં એજ સાલમાં કુતીયાણા વગેરે મહાલોમાં દવાખાનાં સ્થાપન કર્યાં.

કેળવણીની સ્થાપના ઇ. સ. ૧૮૫૨ થી ૭૩ સં. ૧૯૦૮થી૨૯.

શહેરમાં પહેલાં ગામઠી નિશાળોમાં લોકો વાંચવાની તથા હી‑સાબની કેળવણી લેતા તે સંવત્ ૧૯૦૮, સને ૧૮૫૨ ની સાલમાં સુધરેલા ધોરણ પ્રમાણેની કેળ‑વણી લેવા શહેરમાં એક "ગુજરાતી નિશાળ" સ્થાપી. ત્યાર પછી સંવત્ ૧૯૧૦ ના ફાગણ વદી ૩, તા ૧૭ માર્ચ સને ૧૮૫૪ ને રોજ સંસ્કૃત પાઠશાળા અને "ઉરદુ મખતબ" સ્થાપ્યાં. સંવત્ ૧૯૧૮ ના ભાદરવા શુદી ૧૧, તા. ૪ સપટેબર સને ૧૮૬૨ ને રોજ પોતાની બેગમ લાડડી બીબી સાહેબાના નામથી "લાડડી બીબીસાહેબની કન્યાશાળા" સ્થાપી, અને સંવત્ ૧૯૨૯ના જયેષ્ટ વદી ૩, તારીખ ૧૪ મી જુન સને ૧૮૭૩ થી ઇંગ્રેજી જ્ઞાન લેનાર માટે "હાઇસ્કુલની" સ્થાપના કરી.

મ્યુનીસીપાલીટી ખાતાનું સ્થાપન ઇ. સ. ૧૮૬૨ સં‑ ૧૯૨૨.

ગામમાં ગંદકી રહેવાથી રોગની ઉત્પત્તિ થાય છે એમ જાણ‑વામાં આવતાં તે દૂર કરવા સંવત્ ૧૯૨૨, સને ૧૮૬૬ થી શેહેરમાં "સુધારા ખાતું" સ્થા‑પ્યું. શહેરના મધ્ય ભાગમાં સંવત્ ૧૯૨૩, સને ૧૮૬૭ માં પોતાના પાટવી કુમાર બહાદુરખાનજીના નામથી "બ‑હાદુરખાંનજી પુસ્તકશાળા ( લાઇબ્રેરી )" સ્થાપી. આ નવાબસાહેબના વખતમાં જાહેર બાંધકામો તથા સડકો ઘણી થઇ છે તથા કી‑લ્લાની મરામત પણ સારી થઇ છે.

બહાદુરખાંનજી લાઇબ્રેરીનું ઇ. સ. ૧૮૬૭ સં. ૧૯૨૩.

કર્નલ આર. એચ. કીટીંજ સાહેબની સલાહથી વેરાવળ બં‑દરનો દરીયા કિનારે માલ લાવવાની સગ‑વડ માટે ફુડદો બાંધ્યો.

વેરાવળ બંદરનો ફુડદો. ઇ. સ. ૧૮૬૬.

આ નવાબ સાહેબના પિતા બહાદુરખાંનજીએ બાબરીયાવાડ નાબાના ૭૬ ગામ માટે એજન્સીમાં તકરાર ઉઠાવેલ તેનું કિંચિત્ ફળ નવાબ સાહેબ મહોબતખાંનજીને મળ્યું. એટલે એ બાબતની ઉધડ ર‑કમ રૂપૈયા ૯૦૦૦) નવ હજાર ભાવનગર તરફથી મળે એવો ઠરાવ થયો.

નવાબસાહેબ બહાદુરખાંનજીએ વડોદરાના શાસ્ત્રી ગંગાધરને

ભલગામ તથા વિઠ્ઠલરાવ દેવાજીને બાડેર ગામ આપ્યાં હતાં, તે ગાયકવાડ સરકારે તેમો નિર્વંશ જાતાં પોતાને હસ્તગત કર્યાં તેથી જુનાગઢ સરકાર તેના મૂળ હકદાર હતા તે માટે એજન્સીમાં તકરાર ચલાવી તેનો તે માટે ઉધડા રૂા. ૫૦૦૦, પાંચ હજાર આપવા ઠરાવ થયો છે.

ગીરની હદ.

આ નવાબ સાહેબના વખતમાં ગાયકવાડ સરકાર સાથે ગીરની તકરાર બાબત મે. રીગબી સાહેબના હાથ નીચે કમીશન નીમાયું, તેમાં જુનાગઢની વિરૂદ્ધ ઠરાવ થયો.

જેતપોર સાથેનાં ૧૩૦ મજમુ ગામોની વહેંચણ. ઈ. સ. ૧૮૬૪—૬૫, સં. ૧૯૨૧-૨૨

જુનાગઢ સરકાર અને જેતપોરના ૧૫ કાઠી ગરાશીયાઓને કુલ ૧૩૦ ગામ મજમુ હકુમતનાં હતાં તેથી વખ્તોવખત અંદર અંદર તકરાર ઉઠયા કરતી તેથી જ્યારે કર્નલ આર. એચ. કીટીંજ સાહેબ કાઠિયાવાડ પોલીટીકલ એજંટની જગોએ આવ્યા ત્યારે આવાં સવેચ ગામોની વેહેંચણ કરી હમેશ થતી તકરાર બંધ પાડવાની જુનાગઢ સરકારને સલાહ આપી અને પોતા તરફથી એ કામ ચલાવનાર તરીકે આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ એટકીસન સાહેબને હુકમ કર્યો. જુનાગઢ તરફથી આ કામ માટે રજુ રહેવા આજમ નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચને નવાબ સાહેબે હુકમ કર્યો. તેણે સઘળા કાઠી ભાગદારોને સાથે રાખી ઘરમેળે વહેંચણનું કામ ચલાવવા માંડયું તેમાં ૬૦ ગામ જુનાગઢ સરકારને આવ્યાં અને ૭૦ ગામ ૧૫ કાઠી ભાગદારોને ગયાં. આ વહેંચણમાં ૪ ગામ જુનાં કાયમ રાખી નવાં ૪ ગામ વસાવવાં તેમાં વાઘણીયા અને જેતપોરનો જુનાગઢ સરકારે વાસ બાંધવો, તોરી તથા હળીયાદનો કાઠી ભાગદારોએ વાસ બાંધવો, એમ ઠરાવ હતો. જે વાસમાંથી ૧ વાસમાં ભાદર કાંઠે નવાગઢ જુનાગઢે વસાવ્યું. વહેંચણનું કામ સંવત્ ૧૯૨૧ ના માર્ગશિર્ષ સુદી ૨, તારીખ ૧૬ મી ડીસેંબર સને ૧૮૬૪ થી શરૂ થઇ. સંવત્ ૧૯૨૨, સને ૧૮૬૫ ની આખરીએ પૂર્ણ થયું.

પોરબંદરના રાણા સાથે જુનાગઢ સરકારને કુતીયાણા, મહી-

પોરબંદર સાથેના મળતુ ૨૨ ગામની વહેંચણ ઇ.સ. ૧૮૬૫-૬૬, સં. ૧૯૨૧-૨૨

માળી અને સીલ પ્રગણાનાં કુલ ૨૨ ગામ સામેલ હતાં, તેની પણ કર્નલ આર. એચ. કીટીંજની સલાહથી વહેંચણ કરવાનું મુકરર થયું. એ કામ ચલાવવા એજન્સી તરફથી કેપ્ટાન લાઇડ સાહેબની નીમણુંક થઇ. જુનાગઢ તરફથી પ્રથમ ભાવનગરે નિવાસી નૃસિંહદાસ સંતોકરામ જે તે વખ્તે જુનાગઢના નોકર હતા તેને અને પાછળથી ન્યાલચંદ રૂપશંકરને હુકમ થયેલ અને પોરબંદર તરફથી ત્યાંના કારભારી ગાંધી કબા તથા વકીલ મોતીલાલ રામજી હાજર હતા. જુનાગઢ તરફ ૧૮ ગામ આવ્યાં અને પોરબંદર તરફ ૪ ગામ ગયાં. આ કામ સંવત્ ૧૯૨૧ ના જયેષ્ટ, સને ૧૮૬૫ ના જુન માસથી માધવપોર મુકામે ચાલ્યું હતું અને સને ૧૮૬૬ ના જાનેવારી માસમાં સંપૂર્ણ થયું.

બારવટીયા ગીગલા મઇયા વગેરે ઇ. સ. ૧૮૫૩-૫૯. સં. ૧૯૦૯-૧૫

આ નવાબ સાહેબના વખતમાં ગીગલો, જસલો, અને હટુ મકરાણી, એ ત્રણ બારવટીયા થઇ ગયા છે. તેમાં ગીગલો કણેરીનો મૈયા જાતનો પસાયતો નોકર હતો, તેને પોતાના પિત્રાઇ ભાઇ નામોરી વગેરે સાથે જમીન બાબત તકરાર પડેલી એ સારૂ અંદર અંદર ટંટો ઉઠયો અને તેમાંથી ગીગલો પોતાના પુના વગેરે ચાર સગા ભાઇ સાથે સંવત્ ૧૯૦૯, સને ૧૮૫૩ માં બારવટે નીકળ્યો. જુનાગઢનાં માણસો તેને સમજણ આપવા ગયાં તે સાથે તેણે ધીંગાણું કર્યું અને ત્યારથી તે જુનાગઢ સરકાર સામે લડવા માંડયો. રસ્તામાં આવતાં વટેમાર્ગુ ઉપર લુટફાટ ચલાવી ગામો ઉપર પડવું શરૂ કર્યું અને જંગલમાં રહેવા લાગ્યો. તેની પાછળ જુનાગઢની ગીસ્તો ફરતી અને ઘણી વખત ધીંગાણાં પણ થયાં, પરંતુ તે નાશી જતો. આખરે સંવત્ ૧૯૧૫, સને ૧૮૫૮ માં માંગરોળમાં ખારવાવાડામાં તેને બાતમીદારોએ દીઠો તેવો તે નાશી ગયો, તેની પાછળ માણસો ગયાં અને તેની સાથે તે લડતાં મર્ણ પામ્યો અને તેનો ભાઇ પુનો કેટલેક દિવસે કાયર થઇ હથીયાર છોડી રજુ થયો.

જસલો મૈયો ગીગલા સાથેથી છુટો પડી ગયેલ તે બહાર પ-

ડયો અને તેણે પાછી લૂટફાટ કરવા માંડી.

જસલા મઈયાનું બાગવટું.
ઈ. સ. ૧૮૬૧. સં. ૧૯૧૭.

સંવત્ ૧૯૧૭ સને ૧૮૬૧ માં તે કોટડા- પીઠાના ગામ ઉંટવડમાં છે, એમ બાતમીદારથી ખબર મળતાં તેને પકડવા જુનાગઢથી માણુસો ગયાં. તે સાથે જસલાએ ધીંગાણું કર્યું અને ત્યાંથી તે છટકી ગયો તેને કોટડામાં ત્યાંના દરબારી માણુસોએ ચશ્મપોશીથી છુટો રાખેલો એ ખબર જુનાગઢ સરકારને થતાં કોટડાવાળા પાસેથી હસ્તગત કરવા જુનાગઢથી રયાસતનાં માણુસો કોટડે ગયાં. કેટલીક તદબીરથી જસલાને ઓળખી કાઢયો અને એજન્સીની મદદથી તેને સ્વાધીન કરી જુનાગઢમાં લેઇ આવ્યા અને તેને તોપે બાંધી ઉડાડી મેલ્યો.

હદુમકરાણીનું બાગવટું સ્થાપન.
ઈ. સ. ૧૮૭૮ સ. ૧૯૩૪.

હદુ નામનો મકરાણી શેરગઢ થાણુાની જુનાગઢની પોલીસમાં નોકર હતો તેણે ત્યાં સંવત્ ૧૯૩૪, સને ૧૮૭૮ માં ચોરી કરેલી તેથી તેની તજવીજ ચાલતાં દરમિયાન તે નાસી ગયો તે પછી કેટલેક દિવસે શેરગઢ થાણુાના બે માણુસોને કોઇ હરામખોરે જખમી કર્યા. તેમાં એક માણુસનું મર્ણુ થયું એ ખૂન કરનાર રેવદ્રાના મૈયા અને તે ભેળો હદુ પણુ છે, એવો શક જતાં તેઓને હાથ કરવા જુનાગઢ તરફથી તજવીજ ચાલી. એમ જાણી હદુ પોતે ખૂન કરનાર હું નથી એમ ખાત્રી કરવા માટે તે શર્ણુ થયો તેથી તેને ખુલ્લો રાખેલો. પાછળથી પોલીસ આસીસ્ટંટ સુપરિન્ટેન્ડેન્ટના તપાસમાં રેવદ્રાના મેયાના ઘરમાંથી કેટલાંક શકદાર હથીયાર અને લોહીવાળી તરવાર નીકળી તેથી હદુને ભય લાગ્યો કે, "હું આ કામમાં પકડાઇ જઇશ" તેથી તે પાછો ગયો અને મેંદરડા પ્રગણુાના મૈયા, બોરડીના ચારણુ, ખીલખાના ભાગેલા કેદીઓ અને માળીઆ મહાલના આંબેચા ગામના ભલગરીયા વગેરે ૨૦ માણુસની ટુકડીને મળ્યો. એ લોકોએ લૂટફાટ કરવા માંડી; તેમજ ભાટીયું, નાગડી, અને કડાયા એ ત્રણુ ગામ ઉપર તેઓ પડયા, તેની પાછળ જુનાગઢની ગીસ્ત ફરતી હતી. જ્યારે એ લોકો મોણુપરી ઉપર પડી ગીરનારની તળેટીમાં પેઠા ત્યારે તે ખબર વીસાવદર આ. પો. સુ. દીનમહંમદને થતાં તેણે તેને પીછો લીધો.

પડવાંગડા નેસ પાસે ગીસ્તનો ભેટો થયો અને ધીંગાણું મચ્યું, તેમાં હરામખોરોનાં ૧૧ માણસો મર્ણ પામ્યાં જેમાં બલગરીયા, મૈયા, બીલખાના કેદી, અને જનાનાં નામની કાઠીયાણી વગેરે હતાં. એ પછી તેનાં બીજાં માણસો પકડાઇ ગયાં અને હદુ તથા સરીમામદ મરાયા.

ટીડોનો દેખાવ, ઈ. સ. ૧૮૬૯, સં. ૧૯૨૫.

આ નવાબ સાહેબના વખતમાં એટલે સંવત ૧૯૨૫ ના આશ્વિન માસમાં, સને ૧૮૬૯ ના અકટોબર માસમાં પહેલવહેલો ટીડાએ દેખાવ દીધો હતો, અને તે આશ્વિન શુદી ૭ મંગળવાર, તા. ૧૨ મી અકટોંબરને રોજ પ્રથમ દેવમામ તરફથી દાખલ થઇ જુનાગઢમાં આવ્યાં અને ઘણા મોલ માલની ખરાબી કરી.

રંગીલું (લુલીયું) ઈ. સ. ૧૮૭૧—૨, સં. ૧૯૨૮.

સંવત ૧૯૨૮ ના માર્ગશિર્ષ માસથી એટલે સને ૧૮૭૧ ની આખર અને સને ૧૮૭૨ ની શરૂઆતમાં લગભગ ૪–૫ માસ સુધી "લુલીયું" અથવા "રંગીલું" એ નામનું દરદ દેખાણું હતું; જેણે કોઇને પણ પોતાના સપાટામાં લીધા વિના બાકી રાખેલ નહીં, પણ આ દરદ પરિણામે કુશળ હતું.

ભારે વર્ષાદ પડ્યો ઈ. સ. ૧૮૬૯ સં. ૧૯૨૬

સંવત ૧૯૨૬, સને ૧૮૬૯ માં દીવાળીના ત્રણ દિવસ જબરો વર્ષાદ પડયો તથા ભારે તોફાન થયું હતું.

દુકાળ ઈ. સ. ૧૮૭૭ સં. ૧૯૩૩

સંવત ૧૯૩૩, સને ૧૮૭૭ માં વર્ષાદની તાણ પડી હતી તેથી અનાજ બીલકુલ થયું નહોતું. આખા ચોમાસામાં વર્ષાદ ઈં. ૧૩–૮૩ દોકડા પડયો હતો.

ભારે વર્ષાદ પડવાથી ભિન્ન વર્ષ થયું. ઈ. સ. ૧૮૭૮ સં. ૧૯૩૪.

સંવત ૧૯૩૪, સને ૧૮૭૮ માં ભારે વર્ષાદ થયો હતો તે કુલ ૧૦૪ ઇંચ અને ૪૩ દોકડા પડયો હતો, તેથી મોલ માલ તણાઇ ગયો. આ વર્ષને ભિન્ન વર્ષ કહે છે, પછી ભાદરવાની આખરીમાં તાવ લાગુ થયો હતો; આ સાલમાં પણ ટીડાયે દેખાવ દીધો હતો.

## આ રાજ્યના સ્થંભ.

**મદારૂલ મહુામ શેખ બહુાવદીનઃ**–વજીર બહાવદીનભાઇ સુંનીપંથના શેખ મુસલમાન છે. તે ઇ સ. ૧૮૩૫ માં જન્મેલા છે. ૨૧ વર્ષની વયે લાલ રીસાલાના જમાદાર તરીકે આ રાજ્યમાં જોડાયા.

સત્તા ગર્વિષ્ટ થયેલ માની સખ્ત દેખરેખ નીચે સગીર નવાબ સાહેબ મહોબતખાંનજી બીજાને પરાધીનત્વથી, થતા અપમાનથી ખેદ થતો અને પોતાની સ્થિતિ જોઇ ચિન્તાગ્રસ્ત રહેતા, ત્યારે આ વજીર સાહેબે નવાબ સાહેબની સારી સેવા બજાવી હતી. ઇ. સ. ૧૮૬૨ માં જ્યારે નવાબ સાહેબ વંથલી પધાર્યા ત્યારે બહાવદીનભાઇ સાથે ગયા હતા, અને જ્યારે નવાબ સાહેબ સ્વતંત્ર થયા ત્યારે આ વાત ધ્યાનમાં લઇ બહાવદીનને વજીર બનાવ્યા અને અગત્રાઇ તથા ભયાળ આ બે ગામ "યાવચ્ચંદ્ર દિવાકરૌ" ગીરાસમાં આપ્યાં, શિવાય એક પાલખી, તથા મસાલનું પણ માન આપ્યું. ઇ. સ. ૧૮૬૩–૬૪ માં કાઠિયાવાડમાં વાઘેરોએ જ્યારે શોર મચાવ્યો હતો ત્યારે આ બહાદુર વજીર પોલીટીકલ એજન્ટ મી. લેફ્ટેનન્ટ એલ. રસલ સાહેબ સાથે રહી ઘણી મદદ કરી હતી. તે વજીરપદ પ્રાપ્ત કર્યા પછી પ્રજાનું શ્રેય કરવામાં તનમન અને ધનથી તત્પર રહેલા છે.

વજીર સાહેબ બહાવદીનભાઇ, ગરીબ પ્રત્યે પ્રેમ અને દયા ધરાવનાર, તથા રાજ્યકાર્યમાં કુશલ હોવાથી હીંદના મોટા ભાગમાં તે જાણીતા અને માનીતા થઈ પડયા છે.

વજીર સાહેબ બહાવદીનભાઇના જીવનમાં અધિક પ્રકાશતા ગુણ, કુલીનતા, ઉદ્યોગ, સારી બુદ્ધિ, બહુ શ્રમ લઇ મહત્કાર્યો કરી સંબંધમાં આવનારને ઉપયોગી થઇ વશ કરવાની કળા, પ્રમાણિકતા, ઉદારતા, સર્વનું સારૂં કરવાની અંતઃકરણથી ઇચ્છા, નમ્રતા, સ્વામિભક્તિ, એ આદિ છે. સત્પુરૂષો પોતાનાં સદાચરણથી પોતે સુખી થાય છે. એટલુંજ નહિ પરંતુ બહુ જનોના કલ્યાણાર્થે જીવદ દ્રષ્ટાંત મુકી જાય છે, એવા જનોને ધન્ય છે.

કાઠિયાવાડ જેવા પ્રદેશમાં આવેલા પણ આગળ પડતા જુનાગઢ રાજ્યમાં કામ કરી કીર્ત્તિ અને વિજય સંપાદન કરી શકવાનો દાખલો વજીર સાહેબનો બસ લખાશે.

એ નામદાર સાથે ખાનબહાદુર સાલેહ બી. સાલમ હીંદી સી. આ. ઇ. મુખ્ય દિવાન ખશુશીયત દસ્તગાહ રાવબહાદુર ઝાલા ગોકુલજી સંપત્તિરામ, અને શિરેયાસન નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ કૌન્સીલર, એ ચાર અધિકારીઓ સુલેહ સંપથી રાજ્ય ચલાવતા.

રાવબહાદુર ગોકુલજી સંપત્તિરામ ઝાલાનું સ્વર્ગવાસી થવું ઈ.સ. ૧૮૭૮ સં. ૧૯૩૫.

રાવબહાદુર ગોકુલજી સંપત્તિરામ પોતાની ૫૪ વર્ષની ઉમરે ૧૭ વર્ષ ૬ માસ, અને ૨૧ દિવસ કાર્યભાર કરી સંવત્ ૧૯૩૫ ના માર્ગશિર્ષ શુદી ૪ ગુરૂવાર, તા. ૨૮ નવેંબર સને ૧૮૭૮, તા. ૩ જીલ્હેજ સને ૧૨૯૫ હીજરીને રોજ સ્વર્ગવાસી થયા. આટલી લાંબી મુદત સુધી કાયમ કાર્યભાર કરી કાર્યભારી પદ્વિમાંજ ગુજરી જનાર જુનાગઢના કાર્યભારીમાં આ ગોકુલજી પ્રથમ છે. તેની જગોએ ખાનબહાદુર સાલેહ હીંદી કાર્યભારી નીમાયા.

નવાબ સાહેબ મહોબતખાંનજીના સ્વભાવ

આ નવાબ સાહેબ ઘણા ગંભીર, સ્વભાવે દયાળુ, નિરહંકારી, ખરેખરા પાક દીલના બુલંદ ઇકબાલ, પવિત્રપણે ચાલનાર ઉપર વિશ્વાસ રાખનાર, સર્વ લોકને એક સરખો ઇન્સાફ મળતો જોવાને અંતઃકરણથી ચાહનાર અને નિમાજી પરહેજગાર હતા; તે કારણથી તેના ઉપર રૈયત વફાદાર અને રાજ્ય નોકરો સંપૂર્ણ ખુશી હતા. આ નવાબ સાહેબે ગુજરાતી, ઉર્દુ તથા ફારશીમાં સારૂ જ્ઞાન મેળવ્યું હતું.

ધૂમકેતુ દેખાયો ઈ. સ. ૧૮૮૨

ઇ. સ. ૧૮૮૨ માં ધૂમકેતુ દેખાયો હતો. અને એજ સાલના ભાદરવા વદી ૨ શુક્રવાર, તા૦ ૨૯ સપ્ટેમ્બર સને ૧૮૮૨ ને

નવાબ સાહેબ સર મહોબતખાનજીનું બહેસ્તનશીબ થવું ઈ. સ. ૧૮૮૨ સં. ૧૯૩૮

રોજ નવાબ સાહેબ સર મહોબતખાંનજી ૩૧ વર્ષ રાજ્ય ભોગવી પોતાની ૪૫ વર્ષની ઉમરે બહેસ્તનશીબ થયા.

આ રાજ્યના રીવાજ પ્રમાણે જારતને (ત્રીજે) દિવસે પાટવી

બહાદુરખાનજી ત્રીજાનું તખ્તનશીન થવું (ગાદીયે બેસવું) ઇ. સ. ૧૮૮૨. સં. ૧૯૩૮.

કુમાર બહાદુરખાંનજી ત્રીજા ગાદીએ બેઠા. પોતાના પિતાના પ્રવાસના વખતમાં જુનાગઢનું રાજ્ય પોતે ચલાવતા અને તે વખતમાં પ્રજાને આનંદમાં રાખેલી તેથી આ કુમારના તખ્તનશીન થવાથી પ્રજાના મનમાં આનંદોદ્ગાર ચાલ્યો. નામદાર બહાદુરખાંનજી બાલ્યાવસ્થાથી જ ચંચલ, અને ચતુર ગણાતા તેમણે રાજકોટમાં રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ કરેલો હતો. આ નવાબ સાહેબ માટે પોલીટીકલ એજંટ મી. જે. બી. પીલ સાહેબે ઉંચો મત આપ્યો હતો, તેણે કોલેજ છોડયા પછી ઇ. સ. ૧૮૭૩–૭૪ માં કર્નલ લેસ્ટરની સાથે હીંદુસ્થાનની મુસાફરી કરી હતી.

મૈયાઓ સાથે ધીંગાણું. ઇ. સ. ૧૮૮૩ સં. ૧૯૩૯

આ બહાદુરખાનજી ગાદીએ બેઠા પછી થોડાક માસમાં તા. ૨૮ જાનેવારી સને ૧૮૮૩, સંવત્ ૧૯૩૯ ના પોષ વદી ૫ રવીવારને દિવસે મૈયા લોકો સાથે તકરાર થઈ. આ રાજ્યનું પ્રાચીન કાળમાં મૈયા લોકો રક્ષણ કરતા હતા જે સેવાના બદલામાં જુનાગઢ સરકારે કેટલીક જમીન આપી હતી જે જમીન તે લોકો ખેડી ખાતા. હવે આ સમયમાં દરેક દેશી રાજ્ય ઉપર નામદાર બ્રીટીશ સરકારનું સંરક્ષણ હોવાથી તેમની નોકરીની અગત્યતા જુનાગઢ સરકારને નહીં રહેવાથી તે જમીનનું મહેસુલ લેવાનો જુનાગઢની સરકારે ઠરાવ કર્યો અને એ મહેસુલ જેમ બીજા ખેડુતો આપે છે તેજ પ્રમાણે લેવાનું ઠરાવ્યું. એ ઠરાવ બ્રીટીશ અમલદારોની સંમતીથી કર્યો હતો. પરંતુ આ ઠરાવથી મૈયાઓ નારાજ થઇ તે પ્રમાણે મહેસુલ આપવાની ચોખ્ખી ના પાડી, જેથી જુનાગઢ સરકારે જમીન જપ્ત કરી. આથી મૈયાઓ ગુસ્સે થઇ બારવટે નીકળ્યા અને મેંદરડા પાસેના કનડા નામના ડુંગરમાં બેશી લુટફાટ ચલાવવાનો વેપાર આરંભ્યો. આ મૈયાઓની સંખ્યા આશરે ૪૦૦–૫૦૦,ની હતી. તેમને વશ કરવા માટે જુનાગઢ સરકારે તે ટેકરી ઉપર ૭૦૦, માણસોનું સૈન્ય મોકલ્યું. આ સૈન્યે શરણ થવા અને લુટફાટ નહીં કરવા સમજાવ્યા પરંતુ તેઓ સમજ્યા નહીં; અને આખરે શસ્ત્ર વપરાયાં, જેમાં ૭૨ મૈયા માર્યા ગયા, ૭

ઘાયેલ થયા, અને ૩૩ પકડાયા, જેમાં ૧ સ્ત્રી હતી. જુનાગઢ સરકારના સૈન્યનાં ૭ માણસ ઘાયેલ થયાં.

આ ઝગડામાં મૈયા કમીશન થયું. ઈ. સ. ૧૮૮૩, સં. ૧૯૩૯.

આ ઝગડામાં બ્રીટીશ સરકારે જુનાગઢ સરકારને ઠપકો આપ્યો અને મૈયાઓ માટે મી. હેમીકના પ્રમુખપણા નીચે કમીશન નીમવામાં આવ્યું, તેમાં એવો ઠરાવ થયો કે, મૈયા લોકોએ જુનાગઢ સરકારને કર આપવો.

આ ચુકાદો મુંબઇ સરકાર તરફ જતાં જુનાગઢ વિરૂદ્ધ ઠરાવ થયો પરંતુ તેની અપીલ વડી સરકાર તરફ જતાં પુનઃ જુનાગઢના લાભમાં ઠરાવ થયો.

મૈયાના ઝગડામાં ખાંન બહાદુર દિવાન સાલે હીંદી તથા રા. બાપાલાલ માણેકલાલનું વિમુખ થવું. અને નડીઆદ નિવાસી રાવબહાદુર હરિદાસ વિહારીદાસનું દિવાન પદ ધારણ કરવું. ઈ. સ. ૧૮૮૩ સં. ૧૯૩૯.

આ ઝગડામાં ખાનબહાદુર દિવાન સાલેહ હીંદી તથા નાયબ દિવાન રા. બાપાલાલ માણેકલાલને નોકરીથી વિમુખ થવું પડયું. તેની જગોએ તા. ૧૨ સપટેંબર સને ૧૮૮૩, સંવત્ ૧૯૩૯ ના ભાદરવા વદી ૧૦ બુધવારને રોજ નડીયાદ નિવાસી કાએલ અને ઠરેલ વિચારના સ્વતંત્ર દિવાન હરિદાસ વિહારિદાસ નિમાયા જેનું દિવાનપદ અત્યંત પ્રશંસા પામ્યું. તેના દિવાન પદથી જુનાગઢમાં સારી શોભાયમાન રાજનીતિ ચાલવા માંડી. આ દિવાને દિવાનપદ હાથમાં લેતાં ઘણાં સ્તુત્ય કાર્યો કીધાં. જુનાગઢની શોભામાં સર્વથી શ્રેષ્ટ વૃદ્ધિ કરી. "જુનાગઢ" એનો અર્થ નામમાંજ રહ્યો હતો, દેખાવમાં નહીં. આ દિવાન સાહેબ અને વજીર સાહેબ મદારૂલ મહામ શેખ બહાવદીનભાઈ ઉપર આ નવાબ સાહેબ બહાદુરખાનજીનો સંપૂર્ણ વિશ્વાસ હતો. તેઓની સલાહથી નવાબ સાહેબ રાજ્યલગામ ચલાવતા.

ઇણાજમાં ધીંગાણુ મચ્યું ઈ. સ. ૧૮૮૪ સં. ૧૯૪૦

મૈયાની ભાંજગડ ગઈ કે તુર્ત મકરાણીની જાગી. સંસ્થાન જુનાગઢ તાબાના પાટણ મહાલ તાબાનું ઇણાજ નામે ગામ છે. તે ગામ સંવત્ ૧૮૫૫ માં મ-

મકરાણી મહંમદ હુસેન નામના જમાદારને તેની સારી નોકરી માટે ઈનામ આપવામાં આવ્યું હતું. જે ગામ આજ પર્યંત તેમાંના અલીમહંમદ અને વલીમહંમદના કબજા ભોગવટામાં હતું. ઇ. સ. ૧૮૮૪ માં અલીમહંમદે પોતાની બહેન એમણાબુના ધણી ચાઉસ લશ્કરાન દરવેશને એક જમીનની તકરારમાં તરવારથી જખમી કરી ગુન્હો કર્યો; આ હકીકત સ્થાનિક અમલદારના જાણવામાં આવતાં તપાસ કરવા ગયા, પરંતુ તેઓએ ગામમાં પેસવા ન દઇ તપાસ કરવા ન દીધો અને હથીઆરબંધ મકરાણીઓ સાથે અલીમહંમદ તથા વલીમહંમદ અને તેના દીકરાઓ સામા થઇ સુલેહનો ભંગ કરવા તત્પર થયા. જુનાગઢ તરફથી આ હકીકત એજન્સીમાં જાહેર કરવામાં આવી, અને તેથી એજનસીએ અલીમહંમદ તથા વલીમહંમદને સમજુત દેવા પોતાની રૂબરૂ બોલાવ્યા પણ તે પ્રમાણે તેઓ રજુ નહી રહ્યાથી સોરઠ પ્રાંતના આસિસ્ટંટ પોલીટીકલ એજન્ટ મે. કર્નલ સ્કોટ સાહેબે જાતે જુનાગઢ જઇ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ રા. અંબારામ સુંદરજી, કેટલાક સ્વાર, અને પાયદલ લઇ તે બન્ને ભાઇઓને સમજાવવા વેરાવળ મુકામે ગયા, ત્યાં વલીમહંમદને રૂબરૂ બોલાવી સમજુત આપી પરંતુ કમભાગ્ય અલીમહંમદના મગજમાં ભરાયેલી ઝનુને આ સુરસ્તો અખ્તયાર કરવા દીધો નહી, તેથી તે વખત ઇણાજ જવા રજા થઇ તા. ૧૯ અગષ્ટ સને ૧૮૮૪, સંવત્ ૧૯૪૦ના શ્રાવણ વદી ૧૩ મંગળવારને રોજ કર્નલ સ્કોટ, અને અંબારામ સુંદરજી તથા તેની સાથેના માણસો લઇ ઇણાજ ગયા અને હથીયારથી સજ થયેલા મકરાણીને તાબે થવા જણાવ્યું પણ તે વાત તેણે માન્ય કરી નહી, ત્યારે કર્નલ સ્કોટ સાહેબે કાયદા વિરૂદ્ધ એકઠા થએલા મકરાણી પાસેથી હથીયાર છીનાવી લેવા અંબારામને હુકમ કર્યો, પરંતુ તે લોકોએ ગોળીઓ છોડવા માંડી તેથી કર્નલ સ્કોટે અંબારામને હુકમ અપ્યો કે—"તમે પણ તમારાં હથીયારથી બચાવ કરતાં તે લોકોને પકડો; અને તેમ કરતાં તે બદમાસોમાંથી કોઇનો જહાન જાશે તો તેમની કસુરથી સમજવું." આવો હુકમ મળતાં જુનાગઢનાં માણસોએ બંદુકો ચલાવી જેથી સામાસામી લડાઇ થઇ તેમાં જુનાગઢનાં ઘણા માણસો મરાયાં, અને કેટલાંક જખમી થયાં. મકરાણી

તરફના અલીમહંમદ અને તેનો મોટો ભાઇ વજીરમહંમદ મરાયા, અને વલીમહંમદ તથા અલીમહંમદનો મોટો દીકરો અબદરહેમાન જખમી થયા, તે હાથ આવતાં તેના ઉપર ફોજદારી રૂએ કામ ચલાવી જન્મટીપની શિક્ષા ઠરાવી. આથી અલીમહંમદના ભત્રિજા કાદરબક્ષ અને અલીદાદ તથા તેનો ભાણેજ અલાદાદ અને દીનમહંમદ કેટલાક જંગલી અને ઝનુની મકરાણીની ટોળી એકઠી કરી બારવટે નીકળ્યા. આ ટોળીનું બારવટું "કાદુનું બારવટું" એ નામે પ્રસિદ્ધ છે.

કાદરબક્ષ "કાદુ"નું બારવટું ઇ. સ. ૧૮૮૫ સં. ૧૯૪૧.

તા. ૧૬ જાનેવારી સને ૧૮૮૫, સંવત્ ૧૯૪૧ પોષ વદી ૩૦ શુક્રવારને રોજ કાદુ બારવટીએ પાટણ મહાલ તાબાના બીજ ગામ પાસે સરસ્વતી નદી ઉતરી સરકારી રીસાલાના સ્વાર કબીરખાં તથા બડામીયાંને ગોળીથી મારી બારવટું શરૂ કર્યું જે સુમારે એક વર્ષ અને ૪ માસ સુધી ચાલ્યું હતું. જેનો અંત આણવામાં જુનાગઢ સરકારને ઘણો ખર્ચ કરવો પડ્યો અને છેવટે બ્રીટીશ સરકાર પાસેથી કર્નલ હંફ્રી સાહેબ જેવા અનુભવી અને બાહોશ પોલીસ અમલદારની નોકરી માગવામાં આવી હતી.

અંગ્રેજ અધિકારીની દેખરેખ નીચે બહોળા ખર્ચ અને જોખમથી આ બારવટીયાની ટોળી પકડવા ઘણા ઉપાય લીધા છતાં કાદુએ જુલમ કરવામાં કાંઇ બાકી રાખી નહોતી. કેટલાંક ગામો લુંટીને, કેટલાંક પર બાળીને, કેટલાંકને જહાનથી મારીને અને કેટલાંકનાં નાક, કાન કાપીને સોરઠમાં શોર મચાવી મૂક્યો હતો. શરૂઆતમાં અમરાપોર ગામની સીમમાં જમાદાર અબ્દલા મુસાની ટુકડીને આ બારવટીયાની ટોળી સાથે ભેટો થતાં લડાઇ થઇ તેમાં કાદુનો ભાઇ અબાબકર મરાયો. ત્યારબાદ ગામોના રક્ષણના થાણાને ગીરજંગલની નાકાબંધી એવી મજબૂત થઇ કે આખરે બારવટીયાને સ્થીર થવા સ્થાનક ન રહ્યું તેથી આ મુલકમાંથી નાશી જવાનો તેણે વિચાર કર્યો. આ વિચાર પાર પાડવામાં કાદુની બેહેન જુલેખાં તેને મદદગાર થઇ દીવ તરફના કોઇ જહાજની સગવડ કરી વેલણના બારાને માર્ગે પોતાના ભાઇઓને વહાણપર લઇ ગઇ અને ત્યાંથી દમણ તરફ ગયાં. કાદુ

અને અલ્લાદાદ દમણુથી રેલ્વે રસ્તે સાધુના વેશમાં કરાંચી તરફ ગયા અને છીએખાં દિનમહંમદને લઇ મુંબઇ ગઇ. ત્યાં મુંબઇના પોલીસે તેમને શક ઉપર પકડયાં; દીનમહંમદ જેવી રીતે મુંબઇમાં પકડાયો તેવીજ રીતે મુખ્ય નાયક કાદરબક્ષ (કાદુ) તથા અલ્લાદ કરાંચીની પોલીસને હાથ ગયા, પણ ત્યાં કાદરબક્ષે પકડનાર પોલીસ સીપાઇનું ખૂન કર્યું અને એક બેને સખ્ત જખમી કર્યાં બાદ તે પકડાયો. કરાંચીમાં ખૂનનો ગુન્હો કરતાં તે ગુન્હાની તજવીજ ત્યાં ચાલી તેમાં ગુન્હો સાબીત થતાં કાદુને ફાંસીની સજા થઇ અને કરાંચીમાંજ તેને ફાંસી દીધી. અલ્લાદાદ કરાંચીથી અને દીનમહંમદ મુંબઇથી જુનાગઢ સરકારને સોંપાતાં તેના ગુન્હાની તપાસ જુનાગઢમાં ચાલી અને તેના ઉપરના ગુન્હાઓ સાબીત થતાં જીવ જતાં સુધી તે બન્નેને ફાંસીની શિક્ષા થઇ અને ફાંસીને લાકડે લટકાવ્યા. એ રીતે સને ૧૮૮૭ ના એપ્રીલ માસમાં તેનો અંત આવ્યો.

શિષ્યવૃત્તિની સ્થાપના ઈ. સ. ૧૮૮૫

ઇ. સ. ૧૮૮૫ માં નવાબ સાહેબે ૨૦૦૦) બે હજાર રૂપૈયાની ત્રણ સ્કોલરશિપો ઇંગ્લંડ અભ્યાસ કરવા જનાર લોકો માટે સ્થાપી, તેમજ વજીર સાહેબ મદારૂલ મહામ બહાવદીનભાઇએ પણ ૧૫૦૦ દોઢ હજાર રૂપૈયાની સ્કોલરશિપ સ્થાપી.

એજ સાલના અગષ્ટ માસમાં મુસલમાનના છોકરાઓને ઉરદુ, ફારશી તથા ઇંગ્રેજીનો વિદ્યાભ્યાસ કરાવવા માટે મરહૂમ નવાબ સાહેબ મહોબતખાંનજીના નામથી "મહોબત મદ્રેસા" નામની પાઠશાળા સ્થાપી.

જ્યુબીલી મહોત્સવ ઇ. સ. ૧૮૮૭.

તા. ૨૬ મી ફેબ્રુવારી સને ૧૮૮૭ ને રોજ નામદાર મહારાણી શ્રી વિક્ટોરીયા રાજ્ય માતુશ્રીને રાજ્ય કર્યાને ૫૦ વર્ષ પૂરાં થયાં તેની ખુશાલીમાં "જ્યુબીલી" નો મહોત્સવ ખુદાવંદ નવાબ સાહેબ બહાદુરખાંનજીએ મહા ધામધૂમથી ઉજવ્યો હતો.

પોતાના દેશમાં વેપાર વૃદ્ધિ કરવા સારૂ જેતલસરથી વેરાવળ

રેલવેની સ્થાપના ઇ. સ. ૧૮૮૭, સંવત ૧૯૪૪.

સુધી તા. ૩ ડીસેંબર સને ૧૮૮૭, સંવત્ ૧૯૪૪ ના પોષ શુદી ૧૫ શુક્રવારને રોજ "જુનાગઢ સ્ટેટ રેલ્વે" ખોલી.

વુડહાઉસ પર્ગાના ખાત મૂહુર્ત ની ક્રિયા ઇ. સ. ૧૮૮૮

તારીખ ૧૫ મી જાનેવારી સને ૧૮૮૮, ગુરૂવારને રોજ એક ભવ્ય અને ભભકાદાર દરબાર ભરી મુંબઇ ઇલાકાના ગવર્નર લોર્ડ રે' સાહેબના હાથથી "વુડ હાઉસ પર્ક" વસાવવાનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી.

દામોદરજીકુંડ ઉપરના પુલનું સ્થાપન થયું. ઇ. સ. ૧૮૮૯, સંવત ૧૯૪૫.

ઇ. સ. ૧૮૮૯, સંવત્ ૧૯૪૫, ની સાલમાં દિવાન હરિદાસ વિહારીદાસે પોતાની આયાળુ માતુશ્રી હેતાબાની યાત્રા સ્મર્ણાર્થે દામોદરજી કુંડ ઉપર પૂલ બંધાવ્યો.

ઢોરોનુ પ્રદર્શન. ઇ. સ. ૧૮૮૮ સંવત ૧૯૪૪.

ખુદાવંદ નવાબ સાહેબને ઢોરનો સારો શોખ હોવાથી તા. ૨ ફેબ્રુઆરી સને ૧૮૮૮, સંવત્ ૧૯૪૪ ના માહ વદી ૫ ગુરૂવારને રોજ જુનાગઢ ખાતે ઢોરોનુ પ્રદર્શન ભર્યું હતું.

લેપર્ઝ્ એસાઇલમની સ્થાપના. ઇ. સ. ૧૮૯૦ સં. ૧૯૪૬.

દાતારના ડુંગરની હવા રક્તપીતના રોગીને ફાયદાકારક છે તેથી ડુંગરની તલાટીમાં તા. ૨૧ માર્ચ સને ૧૮૯૦, સંવત્ ૧૯૪૬ ના ચૈત્ર શુદી ૧ શુક્રવારને રોજ મહારાણી શ્રી વિકટોરીયાના પૌત્ર પ્રીન્સ આલ્બર્ટ વિક્ટર ક્રિશ્ચિયન એડવર્ડ ઓફ વેલ્સના હાથથી પતીયલ રોગ શાંતિક શાળાનો પાયો નંખાણો.

નવાબ સાહેબ બહાદુરખાનજીને જી. સી. એસ. આઇ. ઇ. નો મળેલો ચાંદ ઇ. સ. ૧૮૯૦ સં. ૧૯૪૭.

નવાબ સાહેબના સ્તુત્ય કામથી ખુશી થઇ બ્રીટીશ સરકાર તરફથી મુંબઇ ઇલાકાના ગવર્નરે તા. ૬ નવેંબર સને ૧૮૯૦, સંવત્ ૧૯૪૭ કાર્તિક શુદી ૯ શનીવારને રોજ "ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એમીનંટ ઓર્ડર ઑફ ધી ઇન્ડીયન એમ્પાયર" એટલે "જી. સી. આઇ ઇ." નો માનભરેલો ચાંદ આપ્યો. આ

ગાદ મેળવ્યાને માત્ર ૧ વર્ષ થયું એટલામાં નવાબ સાહેબને ક્ષયનો રોગ લાગુ થયો જેમાં તે નામદારની જીંદગીનો સંવત્ ૧૯૪૮ પોષ વદી ૭ ગુરૂવાર, તા. ૨૧ જાનેવારી સને ૧૮૯૨ ને રોજ અંત આવ્યો.

નવાબ સાહેબ બહાદુર ખાંનજીનું બેહેસ્તનશીન થવું. ઈ. સ. ૧૮૯૨. સં. ૧૯૪૮.

તેમને કંઇ પણ સંતતિ ન હોવાથી તેની પાછળ તેમના ભાઇ રસુલખાંનજી તા. ૨૩ જાનેવારી સને ૧૮૯૨, સંવત્ ૧૯૪૮ પોષ વદી ૯ શનીવારને રોજ તખ્તનસીન થયા; તે નામદારને રાજ્યગાદી આપવા માટે બ્રીટીશ સરકાર' તરફથી કાઠિયાવાડના પોલીટીકલ એજન્ટ ઇ. સી. કે. ઓલીવંટ સી. આઇ. ઇ. સી. એસ. સાહેબે તા. ૨૦ જુન સને ૧૮૯૨, સંવત્ ૧૯૪૮ના જયેષ્ટ વદી ૧૦ સોમવારને રોજ મહોબ્બત મદ્રેસામાં દરબાર ભરી ખુશાલી બતાવી.

નવાબ સાહેબ રસુલખાંનજીનું ગાદીનશીન થવું. ઈ. સ. ૧૮૯૨. સં. ૧૯૪૮.

ખુદાવંત નવાબ સાહેબ રસુલખાંનજી બાહાદુર બાબીને અમનબખ્તો નામનાં એક રાણી હતાં તેને પેટ સંવત્ ૧૯૩૮ ના ફાલ્ગુન શુદી ૪ શુક્રવાર, તા. ૪ થી માર્ચ સન ૧૮૮૧ તારીખ ૩ રબીઉલ આખર, સને ૧૨૯૮ હીજરીને રોજ શાહજાદા શેરજુમાખાંનજી નામે પુત્ર અવતર્યા જે હાલ યુવરાજ છે.

સંવત્ ૧૯૪૯ ના જયેષ્ટ શુદી ૧૩ રવિવાર, તા. ૨૮ મી મે સને ૧૮૯૩ ને રોજ દિવાન રાવબહાદુર હરિદાસ વિહારીદાસ એક વર્ષની રજા લઇ જતાં તેમની જગોએ આક્ટીંગ દિવાન તરીકે અમદાવાદના વડનગરા નાગર ચુનીલાલ સારાભાઇની નીમણોક થઇ; એજ વર્ષમાં એટલે સંવત્ ૧૯૪૯ ના બીજા અસાડ શુદી ૧૨ મંગળવાર, તા. ૨૫ મી જુલાઇ સને ૧૮૯૩ ના મોહોરમ માસમાં પાટણના ઝનુની મુસલમાન લોકોએ હુલડ ઉઠાવી કેટલાક હીંદુ સોમપુરા બ્રાહ્મણને કાપી નાંખ્યા. આમાં મુખ્ય વલનમીયાં સૈયદ વગેરે મુસલમાનો હતા, તેને પકડી ન્યાયે પહોચાડી યોગ્ય શિક્ષા કરી.

દિવાન હરિદાસ વિહારીદાસને રજા ઉપર જવું. અને ચુનીલાલ સારાભાઇને દિવાનપદ મળવું. ઈ. સ. ૧૮૯૩. સં. ૧૯૪૯.

સોમનાથપાટણનું હુલડ ઈ. સ. ૧૮૯૩ સં. ૧૯૪૯.

એજ સાલ ( સ. ૧૮૯૩ ) ના નવેંબર માસની તા. ૨૩ મી

વજીર સાહેબ બહાઉદ્દિનભાઈને સી. આઇ. ઈ. નો ચાંદ મે. લોર્ડ હેરીસે આપ્યો. ઈ. સ. ૧૮૯૩. સં. ૧૯૫૦.

સંવત્ ૧૯૫૦ ના કાર્તિક શુદી ૧૫ ગુરૂવારને રોજ મુંબઈના ગવર્નર લોર્ડ હેરીસ સાહેબે વજીર સાહેબ બહાવદીનભાઇને રાજ્યમાતા મહારાણીશ્રી વિકટોરીયા તરફથી સી. આઇ. ઇ. નો માનવંતો ચાંદ આપ્યો.

પોતાની એક વર્ષની રજા પૂરી થવાથી તા. ૧ લી અગષ્ટ

દિવાન હરિદાસ વિહારીદાસનું રજા પુગી થયે આવવું, અને પોતાનો હુદ્દો છોડી ચુનીલાલ સારાભાઇનું અમદાવાદ જવું. ઈ. સ. ૧૮૯૪. સં. ૧૯૫૦.

સને ૧૮૯૪, સં. ૧૯૫૦ ના અષાડ વદી ૩૦ બુધવારને રોજ રાવબહાદુર હરિદાસ વિહારીદાસે પોતાની (દિવાનની) જગોનો ચાર્જ લીધો અને ચુનીલાલ સારાભાઇ અમદાવાદ ગયા.

પોતાની પાછળની જીંદગી ઈશ્વરભક્તિમાં ગાળવાના હેતુથી રા-

દિવાન હરિદાસ વિહારીદાસનું રાજીનામુ. ઈ. સ. ૧૮૯૫ સં. ૧૯૫૧.

વસાહેબ હરિદાસ વિહારીદાસે રાજીનામું આપ્યું જે તારીખ ૧૬ મી જાનેવારી સને ૧૮૯૫, સંવત્ ૧૯૫૧ ના પોષ વદી ૬ બુધવારને રોજ મંજુર થયું તેની જગોનો ચાર્જ કચ્છના રહીશ

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા બારીસ્ટરે દિવાનપદ ગ્રહણ કરવું. ઈ. સ. ૧૮૯૫, સ. ૧૯૫૧.

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા બારીસ્ટર એટલોએ લીધો.

હરિદાસ ભાઇએ પોતાના કાર્યભારમાં પ્રજાના લાભ અને સુખનાં સાધનો વધારી પ્રજાપ્રીતિ મેળવી હતી. હરિદાસભાઇને દિવાનપદ પ્રાપ્ત થતાં રાજ્યના વિશ્વાસુ વજીર સાહેબ બહાવદીનભાઇ સાથે એકરાગ થઇ જુનાગઢ રાજ્યમાં મહત્કાર્યો કર્યાં છે. રાજ્યભક્તિથી તથા હિતકારિણી સલ સૂચનાઓથી રાજ્યકર્તાઓની મમતા અને વિશ્વાસ તેણે સંપાદન કર્યાં હતાં. પ્રમાણિકતા, સ્વતંત્રતા અને શક્તિથી તેણે ઈંગ્રેજી અમલદારોના ઉચ્ચ મત મેળવ્યા હતા, તેમાં સત્ય અને વચન પાળવાનો આગ્રહ, જાતે શ્રમ લેવાની શક્તિ, સંબંધી ાતી, અને તેમ મમતા, પીડામાં સહન શક્તિ, આશાને મર્યાદામાં રાખવ

ડંબરનો અભાવ, ભ્રાતૃપ્રેમ, દ્રઢતા, નિર્લોભતા, એકનિષ્ઠા, નિરભિમાન, એ આદિ પ્રદિપ્ત ગુણો અનુસરણીય હતા. પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો કાર્યભાર માત્ર ૭ માસ ૨૮ દિવસ ચાલ્યો, દરમિયાનમાં રાજ્ય સાથે અનુચિતપણું થવાથી હજુર હુકમ નંબર ૧ના ફરમાનથી તા. ૧૪ મી સપટેંબર સને ૧૮૯૫, સંવત્ ૧૯૫૧ ના ભાદરવા વદી ૧૦ શનીવારને રોજ તે પંડિતને રાજ્ય કાર્યભારથી મોકળા કર્યા, અને તેની જગોએ નડીયાદના પ્રસિદ્ધ કુટુંબના ગૃહસ્થ અને માજી દિવાન હરિદાસ વિહારીદાસના ભાઇ બહેચરદાસ વિહારીદાસ ઉર્ફે "માનસાહેબ" ને તા. ૨૩ સપટેમ્બર સને ૧૮૯૫, સંવત્ ૧૯૫૧ ના આસો શુદી ૫ વાર સોમે આકટીંગ દિવાન નીમવામાં આવ્યા, તે સાહેબે પોતાના સદુદ્યોગ, સરલ સ્વભાવ, લોકહિતબુદ્ધિ, નિરભિમાન, શ્રમસહિષ્ણુતા, વગેરે ગુણોથી પ્રજાપ્યાર મેળવ્યો છે.

પંડિત શ્યામજી કૃષ્ણવર્માને મોકળા કરવા અને માજી દિવાન હરીદાસના ભાઇ બહેચરદાસે આ દિવાન પદ ધારણ કરવું. ઈ. સ. ૧૮૯૫ સં. ૧૯૫૧.

પોતાના રાજ્યના ઇનામી, ખેરાતી તથા પસાયતી જમીન ખાનારાઓની જમીન જેને માટે વખ્તોવખ્ત વાંધો ઉઠતો તેનો નિવેડો કરવાનું અગત્ય જણાતાં આ નવાબ સાહેબે તા. ૮ સપટેમ્બર સને ૧૮૯૫, સંવત્ ૧૯૫૧ ના ભાદરવા વદી ૪ રવિવારને રોજ એ. એફ. મેકોનીકી આઇ, સી. એસ. ના હાથ નીચે "એલીએનેશન સેટલમેંટ (નીવેડો કરનાર)" ખાતું સ્થાપ્યું.

એલીએનેશન સેટલમેંટ ખાતાનું સ્થાપન થવું. ઈ. સ. ૧૮૯૫, સંવત ૧૯૫૧.

કાદુનું બારવટું બંધ પડયા પછી થોડો વખ્ત શાંતિ રહી પણ દીર્ઘદ્વેષી, ક્રૂર અને કૃતઘ્ન મકરાણીની છાતીમાંથી તેમના મરણ ગયેલા સગાઓના મોતના વેરનો અગ્નિ જે ધુંધવાયા કરતો હતો તે પાછો અલીમહંમદની બહેન એમણાંબુએ પ્રદિપ્ત કીધો એટલે ઇ. સ. ૧૮૯૬ ના બારવટાનો મુખ્ય બદમાસ ફકીરમહંમદ જે તેનો જીવતો રહેલો દીકરો હતો, તેને બારવટે કાઢયો.

મકરાણી ફકીરમહંમદનું ...... ૧૮૯૬,

છણાજના ખુનરેજીનો બનાવ વ્યતીત થયા પછી એમણાંખુના પ્રથમના ધણી શેરમહંમદથી પેદા થયેલ દીકરો અલાદાદ અને દીનમહંમદ બારવટે હતા છતાં સરકારે એમણાંખુના બીજા ધણી લસ્કરાનને તેના કબજાની જમીન સરકાર મરજી સુધી સર્વ પ્રકારના ચાલતા ખેડુ હક આપવાની શરતે તેની પાસે રહેવા દીધી હતી. વૃદ્ધ વયને લીધે લસ્કરાનથી ખેડનું કામ બરોબર થતું નહી અને જે ઠેકાણે આગળ બની ગયેલ નેષ્ટ બનાવથી મકરાણી જેવા અવિચારી અને ક્રૂર લોકોની વૃત્તિઓનો જુસ્સો ઉશ્કેરાય અને ઝેર મળે તેવાં મરણ થાય તે ઠેકાણે તે વધુ વખત કુટુંબ સહિત ન રહે તો સારૂં એ વિચારથી લસ્કરાનને છણાજની જમીન છોડી દેવા હુકમ કર્યો તેથી લસ્કરાને પોતાની ખેડી તૈયાર કરેલી જમીનનો ૧ વર્ષ માટે કબજે રહેવા દેવા અરજ કરી તે મંજુર કરી અને સંવત્ ૧૯૫૧ માં બીજા ખેડુને સોંપી, આ વખતે લસ્કરાન ગુજરી ગયો હતો. પોતાના બાપના કબજાની જમીન છોડાવી લીધી તે વાત આગળ પાડીને પણ અંદરખાનેથી અલિમહંમદ અને કાદરબક્ષ તથા અલાદાદ અને દીનમહંમદના થએલા મોતની લાગણીનો અગ્નિ કે જે આ કુટુંબનાં પ્રત્યેક સ્ત્રી પુરૂષના હૃદયમાં પ્રજ્વલિત હતો, પણ કોઇ વેર લેવાની શક્તિ ધરાવનાર ઉમ્મર લાયક પુરૂષ ન હોવાથી ધુંધવાયા કરતો હતો તે ફકીરમહંમદ અને કાદુના ભાણેજ નથુ તથા અલાદાદ ઉમ્મરમાં આવવાથી એકદમ પ્રદિપ્ત થયો, તેથી ત્રણે સક્ષોએ વેર લેવાને ઇરાદે એક ટોળી બાંધી લૂટફાટ કરવા બહાર પડવાનો નિશ્ચય કરી તા. ૧ લી જાન્યુઆરી સને ૧૮૯૬, સંવત્ ૧૯૫૨ ના પોષ વદી ૧ બુધવારને રોજ મહાલ સુત્રાપાડા તાબાના ગામ જુત્રાટીંબી અને વસાવડમાં હથીઆરબંધ પ્રવેશ કરી લુટ ચલાવી, અને ત્યાંથી મહાલગીર તાબાના ગામ ફલકુમાં જઇ બે ખૂન કરી ઓસમાણ રૂપા કે જે કાદુ સાથે પ્રથમ સામીલ હતો પણ પાછળથી મોરાપું ખાઇ જુનાગઢ સરકારને મળી ગયો હતો. તેનાં નાક, કાન કાપી જુનું વેર લીધું. અને ગીર તથા આસપાસના મુલકમાં કેર વર્તાવવા લાગ્યા. કાદરબક્ષના બારવટાનાં કમકમાટ ઉપજાવનારાં કૃત્યો તેમના હૃદયમાં છેક નાશ થઇ ગયા નહોતાં; તેમાં ત્રાસ વર્તાવનાર જુલમની કળ હજી પૂરેપૂરી વળી નહોતી, અને તેમ

નાં કૃત્યના જખમો હજી સંપૂર્ણ રૂઝાણા નહોતા તેટલામાં તેજ હરામખોરના સગા ફરી બારવટીયા થઇ બહાર પડેલા જાણી ગરીબ રૈયતનાં હૃદયો થરથર કંપવા લાગ્યાં; પ્રજા હિમ્મત હારી ગઇ. "ઉગતા દરદને ઉગતાંજ ડાંભવું એ વધારે સારૂં છે." એ સૂત્ર પ્રમાણે આ ટોળીનો તુર્ત નાશ કરવા અને ભયમાં પડેલી પ્રજાને દીલાસો મળે તેવી યોજના કરવા નાયબ દિવાન રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાએ સઘળી કમાન પોતાના હાથમાં લીધી.

રાજ્યમાં બારવટા જેવું સંકટ આવે અને નિરાધાર રૈયત ઉપર રાજાને ત્રાસ આપવા ખાતરજ કેર વર્ત્તાવવામાં આવે ત્યારે તેવા ગુન્હાને અટકાવવા સારૂ માણસો લઇ બહાર નીકળવું; એ રાજ્યના સરદાર, અમીર વગેરે જાગીર કે ઇનામ ખાનાર વર્ગનું કામ છે. રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા એક નાગર ગૃહસ્થ હોવાથી કાળની ગતિ પ્રમાણે તે કામ મુત્સદી વર્ગમાંજ ગણાય છે, પરંતુ નાગર ગૃહસ્થમાંના ઉત્તમોત્તમ પ્રાચીન કુળના પુત્ર હોવાથી એમનામાં મુત્સદી વિદ્યા અને યોગ્યતા સાથે યુદ્ધ કૌશલ્યની ન્યૂનતા નથી, તેણે પોતાનું જિકરપણું, કાર્યચાતુર્ય, ગતિચાપલ્ય વગેરે મોટા ગુણોથી પોતાના પૂર્વજોની બહાદુરીનાં વાંચવામાં આવતાં વર્ણનોની સત્યતાનો પુરાવો સાબિત કરી આપ્યો.

તેણે ગીરમાં ઠામ ઠામ નાકાબંધી કરી હરામખોરો લૂટફાટ ન કરી શકે તેવો બંદોબસ્ત કર્યો. જોખમ જણાય તેવે સ્થળે થાણાં મૂકયાં અને પોતે ગીરના મુખ્ય ભાગમાં કેટલાક સિપાઇ અને યુદ્ધ સામગ્રી લઇ પોલીસના ઉપરી અધિકારીને સાથે રાખી મુકામ કરી રહ્યા. આથી હરામખોરોથી જુનાગઢના મુલકમાં ટકાયું નહીં. અને ૧ માસની અંદર તેનો જુલમ મોળો પડયો; હરામખોરોની ટોળીના મદદગારો તથા તેમની સાથે સામેલ થઈ ત્રાસ વર્ત્તાવનારના પત્તા મેળવી પકડવા માંડયા; પરાયા તાલુકામાં પકડાવી અટકાવમાં સેવરાવવા માંડયા, અને તેવા લોકોનાં સગાંવહાલાંને એકઠાં કરી એક સ્થળે રાખૂવામાં આવ્યાં.

હરામખોરોના સંગીઓ અને સહાયકો જેમ જેમ પકડાતા અ-

વા તેમ તેમ વધારે હકીકત મળતી ગઇ તેથી વધારે બંદોબસ્ત થ- યો; ગાયકવાડી મહાલખારી તાબાના જલજીવડી ગામનો બલોચ ફરીદ બજત જે તે ગામમાં બે ખૂન કરી ફકીરમહંમદની ટોળીમાં મ- ળ્યો હતો, તે નાયબ દિવાન સાહેબની પાસે આવી પોતાનાં હથિયાર છોડી વિસાવદર મહાલના ગામ માલસિકા મુકામે શર્ણું થયો, આ બ- નાવથી હરામખોરોની ટોળી વધારે નરમ પડી, અને ગાયકવાડી પોલી- સનો ભેટો થવાથી હરામખોરોની ટોળીનો ઉપનાયક નથુ, ગાયકવાડ તાબાના સમઢીયાળા ગામમાં મરાણો, અને ફરીદ શર્ણું થયો. આ ખ- બર પડતાં ફકીરમહંમદની ફીકર વધી; જુનાં આશ્રમ અને પડંગા જે ફરીદ જાણતો હતો તે છોડવાં પડયાં, અને નવા કરવાની શક્તિ તે- નામાં રહી નહીં, તેથી ગીરમાં છુપાતા તથા ભટકતા અને તે ગીરની ગીસ્તોના જોવામાં આવતા, ગીસ્ત તેની પુઠે પડી તેથી જીવ બચાવ- વા નાસતાં ગીર જંગલમાં જાતરડી નદી પાસે આવ્યો; આંહી વર્ષાદનું પૂર્ણું જોર હતું અને નદી પણ પૂર જોસમાં હતી તેમાં પડી સામે કાં- ઠે જવાનો પ્રયત્ન કરતાં બદમાસ ફકીરમહંમદ ફસાયો. નદીએ ગીસ્ત- ના નાયકનું કામ સાર્યું, અને એકદમ તેને ખેંચી ચાલી; ઘોર ધુનામાં ગોંધી પ્રાણ લીધો તથા તેના મૃતશરીર (લાશ) ને હડસેલી સીંગવ- ડા નદીને સ્વાધીન કર્યું. જે લાશ જામવાળા પાસેથી હાથ આવી. બા- કી રહેલા અલ્લાદાદ અને કાલામંદાસ નાયકના મર્ણથી કંટાળી વષ્ટિ. ચલાવી. તા. ૨૨ મી અકટોંબર સને ૧૮૯૬, સંવત્ ૧૯૫૨ ના આ- સો વદ ૧ ગુરૂવારને રોજ માળીયા તાબાના ગામ તરસીંગડાના મકરા- ણી દિલમુરાદ જામએ જે અલાદાદનો માસો હતો તેની મારફત મા- ળીયા વહિવટદાર રા. જસવંતરાય મયાશંકર પાસે થઇ નાયબ દિવાન સાહેબ હજુર શર્ણું થઇ હથીયાર છોડયાં. એ રીતે ભૂખ, તરસ, ટાઢ, તડકો, વર્ષાદ વગેરેની વિટંબના વેઠી મહેનત અને રંજ ખેંચી બારવ- ટીયા ટોળીનો નાશ કર્યો તે સંબંધે નવાબ સાહેબ રસુલખાનજી ત- રફથી કદર કરનારૂં ફરમાન રા. રા. પુરૂષોત્તમરાયને પ્રાપ્ત થયું એવું હરકોઇ ઉંચ બહાદૂર અને નિઃસ્વાર્થી ગૃહસ્થને ઇષ્ટ હોઇને ઇચ્છિત હોય છે.

રા. રા. પુરૂષોત્તમરાયે પોતાના નાયબ દિવાન પદમાં રહી લો-

કોની સારી પ્રીતિ મેળવી છે. દૂર દૃષ્ટિ, સહનશક્તિ, ધૈર્ય, અધિકારમદનો કે બુદ્ધિમદનો અભાવ, સરળતા, નિરભિમાનતા, ગુણરામ, અને ગુણગ્રાહકતા, તીવ્ર બુદ્ધિ અને મહાશયતા વગેરે ચમકરૂપી શુભ ગુણોથી પ્રજાનું હૃદય ખેંચી લીધું છે.

*બાવદીન જળાશયનું ખાત મુહુર્ત કર્યું. ઇ. સ. ૧૮૯૭–સં. ૧૯૫૩*

કુવા વગેરેમાંથી મુશીબતે ખેંચી પ્રજાવર્ગ પાણી પીએ છે, તે હરકત દૂર કરી દરેકને ઘેર નળથી પાણી પહોંચતું થાય તેમ કરવા જળાશય ખાતું સ્થાપી ગીરનાર પર્વતમાં આવેલ ચાકુંડી અને ખોડીયાળ ધુના ઉપર તળાવ બાંધી ઉપરકોટમાં તળાવ જેવી ટાંકીઓ કરી તેમાં નળ મારફતે પાણી લઇ આવી તેમાંથી શહેરમાં દરેક ઘેર નળ આપવા એમ ધારી તા. ૨૨ માર્ચ સને ૧૮૯૭, સંવત્ ૧૯૫૩ ના માહાવદ ૫ સોમવારને રોજ કાઠિયાવાડના પોલીટીકલ એજંટ જે. એમ. હંટર સાહેબને હસ્તે "જળાશયનો" પાયો નંખાવ્યો. આથી ઉપરકોટમાં ઘણો સુધારો થયો છે. અને તેમાંથી પ્રાચીન શિક્કાઓ વગેરે ઘણા મળી આવે છે.

*બાવદીન કોલેજનું સ્થાપન થયું. ઇ. સ. ૧૮૯૭, સં. ૧૯૫૩.*

તા. ૨૫ મી માર્ચ સને ૧૮૯૭, સંવત્ ૧૯૫૩ ના મહા વદી ૮ ગુરૂવારને રોજ પોતાની પ્રજાવિટંબના વેઠી વિદેશ જઇ કેળવણી લે છે એમ જણાયાથી વજીર સાહેબ બહાવદીનભાઇએ કાઠિયાવાડના પોલીટીકલ એજંટ જે. એમ. હંટર સાહેબને હાથે "કોલેજ" નું ખાત મૂહુર્ત્ત કરાવી તે કોલેજમાં લેવાતી કેળવણી અહીં આપવા "બાવદીન કોલેજ" સ્થાપન કરી.

*ડાયમન જ્યુબીલીનો મહોત્સવ. ઇ. સ. ૧૮૯૭ સં. ૧૯૫૩.*

નામદાર મહારાણીશ્રી વિક્ટોરીયા રાજ્યમાતુશ્રીને રાજ્ય કર્યાને ૬૦ વર્ષ પૂરાં થતાં તેની ખુશાલીમાં "ડાયમન જ્યુબીલી" કિંવા "હીરકોત્સવ" મહા ધામધૂમથી નવાબ સાહેબ રસુલખાનજીએ તા. ૨૧ મી જુન સને ૧૮૯૭, સંવત્ ૧૯૫૩ ના જેઠ વદી ૧ સોમવારને રોજ ઉજવ્યો હતો.

પોતાની પ્રજામાં વાંચક વર્ગની સંખ્યા ઘણી વધવાથી પ્રથમનું